# गूजरात वर्नाक्युलर सोसाइटीनी ओ-फिसमां वेचातां पुस्तकोनी यादी.

૧. ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો પચીશ કે તેથી વધારે રૂપિયાની કિંમતનાં રોકડેથી સામટાં લેનારને સેંકડે વીશ ટકા પ્રમાણે કમિશન આપવામાં આવશે. દશથી પચીશ રૂપિયા સુધીની કિંમતના પુસ્તકો લેનારને માત્ર દશ ટકા પ્રમાણે કમિશન મળશે. એ ઉપરાંત તેમની પાસે ટપાલ ખર્ચ પણ લેવામાં નહિ આવે. દશથી ઓછી કિંમતના પુસ્તકો લેનારને કંઈ પણ કમિશન મળશે નહિ; અને તેને ટપાલ ખર્ચ પણ આપવો પડશે.

૨. પરંતુ બીજા ગ્રંથકાર અથવા પ્રસિદ્ધ કરનાર પાસેથી સોસાઇટીએ પોતાની ઓફિસમાં આડતથી વેચવા રાખેલાં પુસ્તકો પર કમિશન કે ટપાલ ખર્ચ કંઇ પણ આપવામાં નહિ આવે.

૩. ટપાલ મારફત મોકલાવેલાં પુસ્તકો ગેરવલ્લે પડે અથવા તેને કંઇ બીજું જોખમ લાગે તો તે મંગાવનારને શીર છે. દરેક પાકિટ પોસ્ટ ઓફિસમાં પહોંચાડ્યાની પહોંચ દાખલ અરધા આનાની ટિકિટપર પોસ્ટ ઓફિસની છાપ લેવામાં આવે છે. પુસ્તકો મંગાવનારે એ પહોંચનો અરધો આનો વધારે મોકલવો.

૪. પૂરેપૂરાં નાણાં પ્રથમથી મળ્યા વગર પુસ્તકો મોકલવામાં આવશે નહિ. પોસ્ટની ટિકિટો, વગેરેનું જોખમ પહોંચતાં સુધી મોકલનારને શીર છે. પોસ્ટની ટિકિટો મોકલનારે રૂપિયે અરધો આનો વટાવનો વધારે મોકલવો.

૫. વેલ્યુ પેએબલ પોસ્ટથી મંગાવનારે '**વેલ્યુ પેએબલ પોસ્ટથી મોકલજો**' એમ જણાવવું. પુસ્તકો મંગાવવાનો એ માર્ગ સુગમ છે. રૂ ૧૦) સુધી રૂ ૦)= અને રૂ ૧૦) થી રૂ ૨૫ સુધી રૂ ૦। એ પ્રમાણે માત્ર પોસ્ટલ કમિશન વધારે પડે છે.

**૬. નોટ પેડ પત્ર લેવામાં નહિ આવે.**

**૭. વેચેલું પુસ્તક પાછું લેવામાં નહિ આવે.**

૮. મનિઑર્ડરો, ટિકિટો, અને કામકાજના કાગળ—'આસિ-

*The Gujarat Vernacular Society Series.*

# THE NATIVE STATE

OF

# SURAT MANDVI,

An Historical Sketch of

## THE RAJPUT KINGDOM

OF

## SHEHER MANDVI,

*by*

REHMANKHAN KALEKHAN PATHAN,

&

VAJERAM PRANSHANKAR UPADHYAYA,

Talati and Mehtaji, Mandvi.

*First Edition.*—500 *Copies.*



AHMEDABAD,

The Gujarat Vernacular Society's office.



Samvat 1946.—A. D. 1890.

*Price Eight Annas.*

૧૫૬૩

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પ્રબંધમાળા.

# સુરત-માંડવીનું દેશી રાજ્ય,

અને

## શેહેર માંડવીનો પુરાતન ઇતિહાસ.

લખનાર,

રહેમાનખાં કાલેખાં પઠાણ, તળાટી,

તથા

વજેરામ પ્રાણશંકર ઉપાધ્યાય, મહેતાજી,

માંડવી.

પ્રથમ આવૃત્તિ.—પ્રત ૫૦૦



અમદાવાદ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસ.



સંવત્ ૧૯૪૬. ઈ૦ સ૦ ૧૮૯૦.

કિંમત આઠ આના.

# પ્રસ્તાવના.

ભવિષ્યમાં થનારી પ્રજાને આ નાના દેશી રાજ્યનું વિસ્મરણ ન થાય એટલા માટે આ લઘુ પુસ્તક બહાર પાડવાનો અમારો હેતુ છે. આ પુસ્તક માડવી સિવાયના બીજા લોકોને અતિ ઉપયોગી નથી, તોપણ હરકોઇ દેશોત્કર્ષ ઇચ્છનાર પુરૂષને એ નિ-રૂપયોગી ગણાશે નહિ. અમારો હેતુ કેટલો વજનદાર છે, તેની કદર નામદાર સોસાઇટીએ જાણી અમને ઉત્તેજન આપ્યું છે, તેથી તેમનો આભાર માનીએ છીએ.

આ હકીકત સંપૂર્ણ કરતાં અમારા સ્નેહી વર્ગમાંથી જેઓએ લેખો સંબંધી કેટલીક હકીકત મેળવી આપી છે, તેને માટે તેમના આભારી છીએ.

એમાં શમાવેલી બાબતના ખરાપણા વિષે અમારે મોઢે સ્તુ-તિ કરવી નિરર્થક છે. માત્ર એટલુંજ કહેવું બસ છે કે એક ફોજ-દારી કેસમાં સરકાર તરફથી પૂરાવામાં આ અમારૂં પુસ્તક સુરતની કોર્ટમાં તથા મુંબાઇના નામદાર ગવર્નરની કાઉન્સિલમાં રજૂ કરવામાં આવ્યું હતું, જ્યાં તે ખરૂં ઠરી, વાદીને શિક્ષાપાત્ર ઠરાવ્યો હતો.

રે. કા. પઠાણ,
વ. પ્રા. ઉપાધ્યાય.



# सुरत-माडवीनुं देशी राज्य.

याने

# माडवीनो पुरातन इतिहास.

માડવી જે હાલ અંગ્રેજ સરકારના તાબામાં આવેલા મૂલક-
માંનો એક નાનો સરખો ભાગ છે, તે અંગ્રેજ સરકારના તાબામાં
આવતાં પેહેલાં એક નાનું સરખું દેશી રાજ્ય હતું. એ દેશી રજ-
પૂત રાજ્ય થતાં પેહેલાં ભીલ રાજા રાજ્ય કરતા હતા. એ ભીલ
રાજ્યનો નાશ શી રીતે થયો, રજપૂત રાજ્યની ઉત્પત્તિ કેમ થઇ,
તથા દેશી રજપૂત રાજાઓના તાબામાં કેટલી મુદત ટકી રહ્યું,
અને કયારે અને શી રીતે ખાલસા થઇ અંગ્રેજ સરકારના હાથમાં
આવ્યું, તે વિષે કેટલીક જાણવા જોગ હકીકત નીચે મૂજબ છે.

## माडवी नाम पडवानुं सबळ कारण.

જે ઠેકાણે હાલ માડવી છે, તે આ શેહેર વસતાં પેહેલાં જં-
ગલનો એક વિશાળ ભાગ હતો. એમાં સેજસાજ વસ્તી પણ
હતી. આ ઠેકાણે એક માડવી (જકાત લેવાને બાંધેલી જગ્યા) હ-
તી. એ જકાત, ગુજરાતના બાદશાહો તરફથી તાપી નદી ઓળંગી
જનાર આવનાર લોકો પાસેથી માલ વગેરે ઉપર લેવાતી હતી. એ
માંડવીની આસપાસ કેટલાંક વસ્તી વાળાં છાપરાં હતાં. તે સહિત
એ જગ્યા "માડવી" એવા નામથી ઓળખાતી હતી. આ વખ-
તે માડવીથી આશરે ૪ કોશ ઉપર આવેલા પીપળવાડા નામે ગા-
મમાં રજપૂત રાજા રાજ્ય કરતા હતા. તેમાંના હરબાજી નામના
રાજાએ આ વિશાળ ભાગ (માડવી) માં પોતાનું રાજ્ય સ્થાપવા-
નો વિચાર કર્યો; ને પીપળવાડામાંથી રાજ્ય ગાદી ઉઠાવી માડવીમાં

રાજ્ય સ્થાપ્યું.* કેટલીક મુદતે એ માંડવી વધારે આબાદીમાં આવી જવાથી એનું નામ "**मंडपी**" એવું રાખી, તેની સાથે નગર અથવા શેહેર વાચક શબ્દ "**पुर**" જોડી, "**मंडपीपुर**" એવું નામ પાડ્યું. એ નામની મહારાણા શ્રી દુર્જનસિંહ બીજા, ગંભીરસિંહજી, વજેસિંહજી બીજા, અને દુર્જનસિંહજી ત્રીજાના સિક્કા વધારે ખાતરી આપેછે; તેમજ સન ૧૫૭૬ માં અકબર બાદશાહના વખતમાં રાજા ટોડરમલે આખા ગુજરાતની માપણી કરેલી, તે વખતની તેની ફારસી તવારીખમાં "શેહેર માંડવી" એવું નામ દર્શાવી તેનાં વીંઘાં ને ઉપજ દર્શાવેલી છે, તે આગળ કહેવામાં આવશે.

ચેર માંડવી ઉપરથી શેહેર માંડવી થવાનો સંભવ છે; કેમકે ચેર નામનું ગામડું છે, તેની પાસે માંડવી ( જકાત લેવાનું ઠેકાણું ) હતી, અને તેથી ચેર માંડવી કહેવાતું હશે. તેનો જાણે "શેહેર માંડવી" શબ્દ થઈ ગયો એમ સંભવે, અથવા સુરત શેહેરની પાસે આવવાથી બીજી માંડવીઓ (જેવી કે કચ્છ માંડવી) થી જૂદી પાડવાને શેહેર માંડવી એ નામથી ઓળખવામાં આવ્યું હશે. એને હાલ સુરત માંડવી એ નામથી પણ ઓળખવામાં આવે છે. તેથી શેહેર માંડવી નામ પાડવાનું કારણ વધારે સબળ જણાય છે.

દંત કથાથી માલમ પડે છે કે પ્રથમ આવી વસેલા લોકો માંડવા પાડી રહેલા, તે ઉપરથી માંડવી એવું નામ પડ્યું. આ કલ્પના યોગ્ય નથી.

આગળ કહેવામાં આવ્યું છે કે પીપળવાડાના રજપૂત રાજાએ માંડવી વસાવ્યું. એ પીપળવાડાની ગાદીએ રજપૂત રાજા શી રીતે

* માંડવી સંબંધી લખાયલા કેટલીક ઇતિહાસમાં "ચેરમાવાડ" ઉપરથી શેહેર માંડવી નામ પાડ્યું, એવું લખાયલું છે; પણ એ કલ્પના ખોટી કીધેલી જણાય છે. કેમકે એ શબ્દનો કોઈ પણ રીતે સંબંધ લાગુ પડતો નથી. જો "ચેર" અને "માવાડ" શબ્દ લઈએ, તો "માવાડ" શબ્દ અર્થ રહિત છે. "ચેરમા" અને "વાડ" શબ્દ લઈએ તો "ચેરમા" શબ્દ અર્થ રહિત છે. મતલબ કે એ શબ્દ અર્થ રહિત છે; એમ સિદ્ધ થાય છે. અર્થ રહિત શબ્દ હોતો નથી, તેથી "ચેરમાવાડ" શબ્દ ખોટી કલ્પનાથી ગોઠવી કહેલો જણાય છે. કદાચ વર્ણવ્યત્યય થયો એમ માનીએ, તો એનો કંઈ નિયમ જણાતો નથી.

આવ્યા તેની હકીકત આ પ્રમાણે છે. માડવીની અસલ ગાદી પીપળવાડામાં હતી. એ પીપળવાડામાં સને ૧૫૪૯ પેહેલાં ભીલ રાજા રાજ કરતા હતા. એ રાજાઓમાં છેલ્લો રાજા કુટિલભીલ નામનો રાજા હતો. એ કુટિલભીલને જોધપુર-ઉદેપુર તરફથી નાસી આવેલા રાણાના વંશમાંના કોઇ પ્રેમદેવજી નામે કુંવરે ઈ. સ. ૧૫૫૦માં લઢાઇ કરી મારી નાખ્યો, અને તે પ્રેમદેવજી પીપળવાડાની ગાદીપર બેઠા.

## प्रेमदेवजीना पूर्वजो आ तरफ केम नीकळी आव्या ?

પ્રેમદેવજીના પૂર્વજોમાં કોઈ શૂરતન નામનો ટોંક (ટોડા)નો રાજા હતો. તેને તેના તાબાના કોઈ લીલા નામના પઠાણ નવાબે બળવો કરી જોર જૂલમથી ગાદીપરથી ઊઠાડી મૂકી, પોતે ગાદી પતિ થયો. તેના વંશજો હાલ સુધી ત્યાં (ટોંકમાં) રાજ્ય કરે છે.

શૂરતન રાજ્ય ભ્રષ્ટ થવાથી પોતાનો દેશ છોડી ગુજરાત તરફ નાસી આવ્યો. કેટલાક કાળ સૂધી પોતાના કુટુંબ સાથે મહી કાંઠાના મૂલકમાં નિવાસ કર્યો. અહીંથી નીકળી પ્રેમદેવજીએ પીપળવાડામાં ગાદી સ્થાપેલી જણાય છે. એ પ્રેમદેવજી મહીકાંઠા તરફથી આવેલા, માટે મહીડા* એવા નામથી ઓળખાયા. એના જે વંશજો હાલ માડવીમાં છે, તે મહીડા એ અટકથી ઓળખાય છે. તેમ મહીકાંઠા તરફ પણ એમના ભાયાત (શૂરતનના વંશજો) મહીડા એ નામથી ઓળખાય છે, ને હાલ તેઓ ત્યાં રહેછે.

રજપૂતો પોતાના શૌર્ય પરાક્રમથી જય મેળવી જે મૂલક સર કરતા, તે મૂલકના નામ પરથી તેની અટક પડતી; અથવા તો સ-

* ભાટ લોકોના કહેવા પ્રમાણે એ પ્રેમદેવજી (અથવા એના વંશજ) શેષનાગ (પૃથ્વીને ધારણ કરનાર નાગ)ની પુત્રી મહીકુંવર (મહીનદી)ને વર્યા. મેહેવાસ—મહીકાંઠાનો મૂલક તાબે કર્યો, તેના વંશમાં જે થયા તે મહીડા. આ ભાટાઇ બાદ કરીએ, તો ઉપર બતાવેલો અર્થ યથાર્થજ માલમ પડશે. નદીને દેવપુત્રી પુરાણોમાં ઘણે ઠેકાણે કહી છે; જેમ તાપી નદીને સૂર્યદુહિતા, વગેરે.

આગળ લખાયલા ઇતિહાસમાં મહીયડગઢ (પીપળવાડા અથવા ઘોડસંબા)ના, માટે મહીડા એમ બતાવ્યું છે, પણ એ ઉચિત જણાતું નથી; કેમકે એ ગામો આગળ મહીયડગઢ કહેવાતાં, એમ હાલ કાંઇ ખાતરી પૂર્વક પૂરાવો માલમ પડતો નથી. એમાંજ લખ્યું છે કે એ મહીડા મૂળ ગોહેલવંશના હતા. એ સંભવિત છે. કેમકે એ મેવાડના રજપૂતો ગોહાવંશના છે; એટલે ગોહેલ હોઇ શકે.

ર કરેલા મૂલકમાંથી નીકળી જઇ બીજે ઠેકાણે વાસ કરતા, તો ત્યાં અસલ સર કરેલા મૂલકથી પડેલી અટક કાયમ રહેતી. હાલ પણ તેમજ જોવામાં આવે છે; જેવા કે ગોહેલ, જાડેજા, ઝાલા, પરમાર, જેઠવા, વાંસદીઆ, અડાજણીઆ, વિગેરે.

## प्रेमदेवजी कोनी मददथी राज्य प्राप्त करे छे ?

આગળ કહેવામાં આવેલો કુટિલભીલ આસપાસના ગામડાઓમાં, એટલે ધળાં, ટીંબા, વગેરે પોતાની હદ બહારના ગામમાં લૂટફાટ કરતો. તેથી ત્યાંના ઠાકોર, રૈયત, વગેરે કાયર થઈ રહેલાં હતાં. એ અરસામાં આ રાજકુંવર (પ્રેમદેવજી) અહીં (ધળાં-ટીંબા) આવી ચઢયો. પ્રેમદેવજીનું શૂરાતન જોઈ ટીંબાના ઠાકોરોએ કુટિલ ભીલને હરાવવા બદલ કંઇ હક યા ગરાસ આપવો કબૂલ કીધો. તેથી એ પ્રેમદેવજીએ કુટિલભીલ સાથે કેટલીક લઢાઇઓ કરી તેને હરાવી મારી નાખ્યો, ને પોતે ગાદીપતિ થયો. ઇ. સ. ૧૫૫૦. *

## †माडवीमां राज्य स्थापनानी शरूआत.

પ્રથમ રાજા પ્રેમદેવજીથી તે વાઘદેવજી સુધીના રાજાઓની હકીકત સંબંધી કંઇ લેખી પૂરાવો જડતો નથી. કેટલાંક કારણથી એમ સાબીત થાયછે કે માડવીમાં પ્રથમ ગાદી સ્થાપનાર હરબાજી (વાઘદેવજીના દીકરા) હોવા જોઇએ. એને ત્રણ દીકરા હતા. તેમાં વડા દીકરા ખેમબાજીને ગાદી આપી, બીજા એને જાગીર આપેલી

* આગળ લખાયલા સેજસાજ ઇતિહાસમાં લખ્યું છે કે ઉદેપુરથી આવેલા બે રાજકુંવરો જેમાંના નાનાનું નામ ગુમાનસિંહજી હતું, તે મોટા ભાઇના મૃત્યુ પછી ગાદીએ બેઠો ને ૩૫ વરસ રાજ્ય કર્યું. એના પછી એનો દીકરો ભગવાનસિંહજી ગાદીએ બેઠો ને તેણે ૨૫ વરસ રાજ્ય કર્યું. પણ વંશાવળી સાથે મૂકાબલો કરતાં એ રાજાઓ પ્રથમ થયલા માલમ પડતા નથી. ફકત એટલું જણાય છે કે માડવી આબાદીમાં લાવનાર શ્રીમાન દુર્જનસિંહજી પછી એ રાજાઓ થયલા છે. તેમાં પણ પેહેલા ભગવાનસિંહજી ને પછી ગુમાનસિંહજી થયા, એમ વંશાવળીથી માલમ પડે છે. તેમજ ભગવાનસિંહજીનો દીકરો વજેસિંહજી થયો એ પણ ખોટું છે. માત્ર એટલુંજ ખરૂં છે કે વજેસિંહજીનો દીકરો દુર્જનસિંહજી થયો. જુઓ પેઢીનામું.

† આગળ લખાયલા ઇતિહાસમાં પીપળવાડા પછી ઘોડસંબામાં રાજગાદી કરી, એમ લખ્યું છે; પણ હાલ ઘોડસંબામાં કંઇ રાજ્યચિન્હ જણાતું નથી. તેથી એમાં રાજ્ય ગાદી હશે એમ સંભવતું નથી. એના કરતાં જૂની રાજ્યધાની જે પીપળવાડા, તેમાં હજૂ કંઇ કંઇ રાજ્યચિન્હ નજરે પડે છે.

કહેવાય છે. વચલા દીકરાને કઇ જાગીર આપી, તે માલમ પડતું નથી; પરંતુ નાના દીકરા રામબાજીને કોસાડી તથા કાટકુવા ગામ જાગીરમાં આપેલાં હતાં. તેના વંશજો અદ્યાપિ તે ગામનો વહીવટ કરેછે. અંગ્રેજ સરકારે પણ એ વંશપરંપરા કબૂલ રાખ્યું છે. હરબાજી પછીના ખેમબાજી, સોણબાજી, અને વાઘબાજી સંબંધી કંઇ લેખી પૂરાવા જડી આવતા નથી. વાઘબાજી પછી રાજા સબળસિંહજી થયા.

## सबळसिंहजीनो राज्याधिकार.

એનો સંવત ૧૬૯૭ નો ભટ્ટ કીકાને કરી આપેલો લેખ મળે છે, તે એવો છે કે 'માડવીના ભટ્ટ કીકાને દરબારથી વર્ષાસનના રોકડ રૂ. ૫૦) મેહેમુદી* સિક્કાના મળતા, તે ફેરવી બીજા તે વખતમાં ચાલુ થયલા સિક્કાના રૂ. ૨૫) આપવા,' એવો ઠરાવ કર્યા બાબતનો લેખ છે. બીજો લેખ સંવત્ ૧૭૦૦ નો છે, તેમાં માડવીના જોશી દાભટને બજાર ઊઘરાવવાનો હક આપ્યો છે. આ ઉપરથી માલમ પડેછે કે સંવત ૧૬૯૭ અને ૧૭૦૦ માં એટલે ઇ. સ. ૧૬૪૧ અને ૪૪ માં માડવી એક આબાદ શેહેર હતું.

એ રાજા શૂરો, ચતુર, ને લડાઇમાં બહાદૂર હતો, એ તેના પરાક્રમથી જણાય છે. જ્યારે દિલ્લીની ગાદીપર શાહજહાન બાદશાહ હતો, ત્યારે તેણે સુરતના નવાબપર એક કાગળ લખી તેમાં લખ્યું કે "તમારે ત્યાં ઘોડાને બાંધવાની અગાડી પછાડી (ઘોડાને આગળ તથા પાછળ બાંધવાનાં દોરડાં) સારી બને છે, તે અમારે માટે બનાવી મોકલજો." તે પરથી સુરતના નવાબે તે બનાવી દિલ્લી મોકલી. રસ્તે જતાં એ માણસોને રાજા સબળસિંહજીએ મારી નાખી ઘોડાને બાંધવાની અગાડી પછાડી લઇ લીધી. છએક માસે બાદશાહે તપાસ કરી તો પોતાનાં માણસો તથા મંગાવેલી ચીજ આવેલી માલમ નહિ પડી; તેથી સુરતના નવાબને સખત ઠપકો આપી લખ્યું કે, "તમે અમારૂં અપમાન કર્યું." આ પરથી સુરતના નવાબે તજવીજ કરી, તો માલમપડ્યું કે માડવીના રાજા સબળ-

* કોઇ મહમદ નામના બાદશાહના વખતથી ચાલુ થયલા સિક્કા.

સિંહજીએ માણસોને મારી નાખી અગાડી પછાડી લઇ લીધી હતી. નવાબ ક્રોધે ભરાયો, ને આ સ્વતંત્ર રાજાને લઢાઇનું કેહેણ મોકલ્યું. આ સાંભળતાંજ શૂરો રાજા લઢવાને તૈયાર થયો. સુરતના નવાબે પોતાના દીવાન ભવાનીદાસ (ભગવાનદાસ) ને લશ્કર આપી લઢવા મોકલ્યો. રાજાએ પણ પોતાનું લશ્કર સજ્જ કરી મોકલ્યું. બન્ને લશ્કરની ભેટ ઘોડસંબા ને અરેઠ ગામની વચ્ચે આવેલી એક ડુંગરી આગળ થઇ. રાજાની ફોજના અધિપતિ બે યોદ્ધાઓ, જેઓ સંબંધમાં મામા ભાણેજ હતા, તેઓએ રાજદ્વારી કાંવતરૂં રચી, બન્ને લશ્કરની વચ્ચે જઈ સુલેહનો રૂમાલ ફેરવ્યો. આંથી ભવાનીદાસ સમજ્યો કે રાજા સુલેહ ઈચ્છે છે. તેથી તે સેનાધિપતિઓને બોલાવી પૂછ્યું કે "તમે કોણ છો? શું ઇચ્છોછો?" આગળ રચેલા કાવતરા પ્રમાણે તેઓ બન્ને જણ ભવાનીદાસની ડાબા જમણી થઇ ગયા ને સાથેજ બન્ને જણે તેનાપર ઘા કર્યા. ભવાનીદાસ કપાઇ મુઓ, ને લશ્કરમાં ભંગાણ પડયું. નાસતાં માણસોએ રાજાના માણસોને ઘાયલ કીધાં. પરસ્પર ઘણી ઝટકા ઝટકી થઈ; ને નવાબના જીવતાં રહેલાં માણસો નાસી છૂટયાં. એ લઢાઈ જે ડુંગરી આગળ થઈ તેને હાલ "ઝટકા ડુંગરી" એ નામથી લોકો ઓળખે છે. એ લઢાઈ કયારે થઈ તે સન માલમ પડતું નથી. નાઠેલા નવાબના માણસોએ સુરત જઈ બધી વાતથી નવાબને વાકેફ કર્યો. પણ નવાબ ફરી આ રાજાપર હૂમલો કરી શકયો નહિ. રાજા પોતાના નગરમાં આવ્યો. એ રાજા કયારે ગૂજરી ગયો, તે માલમ નથી. સંવત ૧૬૯૯ નો લેખ પરોત જીવણરામ નારણજીને ચાંદપોર ગામ ગોરપદામાં આપ્યા બાબતનો જડે છે. એથી એ વર્ષમાં એની હૈયાતી જણાય છે. એના પછી થયલા રાજા જેસિંહજીએ ભટ્ટ દાભટને મેહેમુદી સિકકાના રૂ. ૩૦) કુંવર શ્રી. (વજેસિંહજી પેહેલા) નો જન્મ થયો, તેં વખતે કરી આપેલો સંવત ૧૭૧૫ નો લેખ જડે છે. તે પરથી માલમ પડેછે કે એ રાજા સબળસિંહજી સંવત ૧૭૧૫ પેહેલાં (ઇ. સ. ૧૬૫૯) ગૂજરી ગયલા.

એના વખતમાં સન ૧૬૩૬-૪૦ માં દુકાળ પડેલા. એ સિવાય બીજી હકીકત એને વિષે નથી.

સિક્કાની નકલ.

श्री रामसत
महाराणा श्री
सबळसंघजी
वाघवाजी.

## राजा जेसिंहजी.

સબળસિંહજી પછી તેનો પુત્ર જેસિંહજી ગાદી ઉપર બેઠો. સંવત ૧૭૧૫ માં પોતાના કરી આપેલા લેખથી એનો રાજ્યાધિકાર માલમ પડેછે. એના વખતમાં બીજી જાણવા જોગ હકીકત બની નથી.

સિક્કાની નકલ.

श्री रामसत
महाराणा श्री
जेसंघदेवजी
सबळसंघजी.

## वजेसिंहजी मोटा अथवा पेहेला.

જેસિંહજી પછી એનો પુત્ર રાજા વજેસિંહજી ગાદીપર બેઠો. એના વખતનો સંવત ૧૭૪૭ નો લેખ જડેછે. તેથી એમ ધરાયછે કે એ રાજા ઈ. સ. ૧૬૯૧ માં હોવો જોઇએ. એ રાજાને શાહુ રાજાના સરદાર અમૃતરાવ જોડે સન. ૧૭૦૬ માં લઢાઇ થઇ, તેમાં અમૃતરાવ હાર્યો. તેથી સન ૧૭૦૭ માં ફરી એનાપર ચઢાઇ કરી. આ વખત રાજા શરણ થયો, ને પેશ્વાના દરબારમાં પોતાના ખર્ચથી ૬૦ સ્વાર રાખવાને કબૂલાત આપી. બાદ રાજા વજેસિંહજીને દગાથી પકડી મારી નાંખ્યો. આ લઢાઇ થવાનું કારણ એટલુંજ કે શાહુ રાજાએ ઉત્તરના મૂલકો જીતી લેવાનો વિચાર કર્યો હતો, ને તે કામ પોતાના સરદાર અમૃતરાવને સોંપ્યું હતું. તે દેશ જીતતો જીતતો સુરત

આવ્યો. સુરતના કેટલાએક સરદારોથી એનો ત્રાસ ન સહન થવાથી, માંડવીના રાજાને બળવાન સમજી એના આશ્રયમાં આવી રહ્યા. તેથી અમૃતરાવે વજેસિંહજીને પોતાનો ગુનેગાર સમજી ચઢાઈ કરી.

એની પાટરાણીનું નામ ચંદ્રકુંવરી હતું. એ રાણીએ જે દુર્જનસિંહજી પહેલાની નાની ઉમ્મરમાં, રાજમાતાના હકથી, કુંવર શ્રીના વાલી રહી રાજ્યવહીવટ ચલાવ્યો હતો. એનો સિક્કો સંવત ૧૭૬૩ નો નીચે આપવામાં આવ્યો છે.

સિક્કાની નકલ.

श्री राम सत
श्रीश्री चंद्रकुअ
रजी.

## महाराणा श्री दुर्जनसिंहजी.

વજેસિંહજી ઇ. સ. ૧૭૦૭ માં ગુજરી જવાથી એનો દીકરો દુર્જનસિંહ, ૧૨ વર્ષની કાચી ઉમ્મરે ગાદીપર બેઠો. સંવત ૧૭૬૩ (ઇ. સ ૧૭૦૭) માં પરોત ભૂલાને વજેસિંહજીની ઉત્તરક્રિયા વખત કડોદમાં જમીન આપેલી તે લેખથી એનો રાજ્યાધિકાર સાબીત થાય છે. એ રાજા પુખ્ત ઉમ્મરનો થતાં સૂધી એનો રાજકારભાર ચલાવનાર વીરમસિંહ હતો.

આ રાજાની ઉત્પત્તિ વિષે વિચિત્ર વાર્તાઓ ચલે છે. કોઈ કહે છે કે વજેસિંહજીને સંતાન ન હોવાથી તેણે અર્બુદ દેવીની આરાધના માંડી હતી, તેના પ્રતાપથી એ થયો. કોઇ કહે છે કે* કોઇ દરવેશના

* માંડવીથી આશરે ૧૦ કોશ ઉપર આવેલા ધરમપુર નામના ગામમાં ભાણીઓ નામે ગબારી ભક્ત હતો. એને લોકો ભાણદાસ ભગત એ નામથી ઓળખતા. આ ભક્ત ગાયો વગેરે ચારી પોતાનું ગુજરાન ચલાવતો હતો. ધરમપુરમાં પાણીનું નવાણ ન હોવાથી પોતાનાં ઢોરને પાણી પાવા બોધાન લઇ જતો, ને પોતાને માટે પણ બોધાનથીજ પાણી લઇ આવતો હતો. એક વખત એવું બન્યું કે આંકડોદ (એ નામનું ગામ)થી એક મીયાં દરવેશ (ફકીર) ફરતો ફરતો ધરમપુર આવી પહોંચ્યો. તેણે પેલા ભક્ત પાસે પાણી માગ્યું. ત્યારે ભકતે કહ્યું કે "અહીં પાણી મળતું નથી. જો હુકમ હોય, તો હું મારે ઘેરથી પાણી લાવી આપું." મીયાંએ કહ્યું, "તારા ઘરનું પાણી પીતા નથી." ભકતે કહ્યું કે "અ-

આશીર્વચનથી રાજા વજેસિંહજીને એ પુત્ર થયો. એ પુત્ર કંઈ રજપૂત રાણીના પેટનો ન હતો. પરંતુ કેટલાક ખાસ કારણથી (જે ટીકામાં બતાવ્યુંછે) કોઇ હલકા વર્ણની સ્ત્રીને પોતાની સ્ત્રી કરી રાખી હતી, તેનાથી થયો હતો; જેને માટે ગાદીનો હક માગવાને રાજા વજેસિંહજીએ મરેઠા રાજા રાજારામ તર્ફે પાસે પરવાનગી માગી હતી, અને તેના મુખ્ય પ્રધાન માધવરાવ બલ્લાળે સન ૧૭૦૦માં દત્તક લેવાની મંજુરી આપી હતી. આ વખત દુલાની ઉમ્મર ૫ વર્ષની હતી.

---

હીં પાણી નથી, અમે તો બોમાનથી લાવી પીએ છીએ. કહો તો દૂધ લાવું," એમ કહી એક વાસણમાં ૨-૩ શેર દૂધ લાવી મૂક્યું. મીયાંએ તે પીધું. જતી વખતે ભક્તને કહ્યું કે "આજથી આઠમે દિવસે હું પાછો આવીશ. તું એક ઘડો ભરી દૂધ તૈયાર રાખી મૂકજે." આઠમે દિવસે મીયાં પાછો આવ્યો. ભક્તે કહ્યા મૂજબ દૂધે ભરી ઘડો તૈયાર રાખી મૂક્યો હતો, તે રજૂ કર્યો. મીયાંએ તે ઘડો ભક્તને પાછો આપી કહ્યું કે "ઘડાની વચ્ચે એક છિદ્ર પાડ, ને તે ધારાવડે નહાતો નહાતો ચાલ્યો જા; પાછો ફરી જોઇશ નહીં." તે પ્રમાણે પેલા ભક્તે કર્યું માથાપર ઘડો મૂકી એક બે તીરવા નીકળી ગયો. ઘણે દૂર ગયો ને પાછળ જોવાને ના કહેલી, તેથી મનની લાગણી પાછળ જોવાને વધારે સ્ફુરી; એટલે તરત પાછળ જોયું, તો પાણીનો પ્રવાહ ચાલતો દીઠો. જ્યાંથી પાછળ જોયું ત્યાંથી તે પ્રવાહ અટક્યો. (હાલ એ ખાડી એવા દેખાવમાં છે; એટલે આજુ બાજુ સૂકી ખાડી છે ને વચગાળે થોડા ભાગમાં પાણી છે.) રાજા વજેસિંહજીને ખબર થઇ કે ધરમપુરના ભરવાડ ભક્તે નદી વહેવડાવી છે. રાજાને સંતાન ન હતાં, તેથી પુત્ર વાંછનાથી તેનો ચમત્કાર જોવા ભક્તને માડવી, પોતાની પાસે બોલાવ્યો; અને ધૈર્ય આપી કહ્યું કે "મને પ્રજાનું સુખ નથી, માટે કોઇ પ્રકારે જો સંતાન પ્રાપ્તિ થતી હોય, તો બતાવો." ભક્તે ઘણીવાર વિચારી કહ્યું કે "હું ૬ માસ પછી જવાબ આપીશ." એમ કહી પોતાને ઘેર ગયો. ઘરના કામકાજમાં પડ્યો, એટલે પેલી મુદત યાદ રહી નહિ. મુદતસર રાજાએ માણસ મોકલ્યાં, ત્યારે ભક્તને યાદ આવ્યું કે 'આ પ્રતાપ તો પેલા દરવેશનો છે. હું રાજાને શો જવાબ દઇશ, મારી શી વલે થશે' ! ! ! એમ વિચારતો સ્તબ્ધ થઇ બેઠો, એટલામાં એકદમ જમીન ફાટી ને તે તેમાં શમાઇ ગયો. (એ જગાપર હાલ, નિશાનીમાં દેહેરૂં છે, ને તેમાં તેનાં પગલાં છે. ત્યાં દર વરસે કાળીપરજનો મોટો મેળો ભરાય છે.) આ ખબર રાજાએ જાણી તેથી બહુ પસ્તાયો, ને ધરમપુર જઇ ત્યાં એક દેહેરૂં ચણાવ્યું. બાદ તપાસ કરતાં માલમ પડ્યું કે એ પ્રતાપ આંકલોદના ફકીરનો છે. તેથી રાજા ત્યાં ગયો. પેલા ફકીરને બધી હકીકત કહી. ત્યારે મીયાંએ કહ્યું કે "તારી હાલની રજપૂત રાણીઓથી સંતાન થશે નહિ, પણ મુસલમાનની કન્યા પરણશે તો તને પુત્ર થશે." આ વાતથી રાજા ખુશી થઇ પોતાના સ્વસ્થાન (માડવી) માં આવ્યો.

રાજા મુસલમાનની કન્યા લેવાને વિચારમાં છે, એવામાં એવું બન્યું કે રાજાના અતિ પ્રિય મિત્ર નવસારીના દેશાઇ હતા, તેમને ત્યાં, તેણે (દેશાઇએ) રાખેલી મુસલમાન ગુણકાથી થયેલી, આશરે ૧૩-૧૪ વરસની છોકરી હતી. એ છોકરીનાં લગ્ન માટે દેશાઇ નિરંતર ચિંતાતુર હતા. એ વખતમાં દેશાઇએ પોતાના પ્રિય મિત્રે (રાજા વજેસિંહજી)ની મુસલમાન કન્યા લેવાની ઇચ્છા જાણી. તેથી અનેક તરેહના સ્વાદિષ્ટ મેવા, મીઠાઇ, સુગંધમય કસ્તુરી, મળીયાગર, આદિ પદાર્થો, નવીન વિચિત્ર પક્ષીઓ, અનેક જરીઆન, વસ્ત્ર, અમૂલ્ય રત્ન, નજરાણાંની અનેક સામગ્રી; તથા દાસ, દાસી, અને પોતાની પુત્રી

રાજા વજેસિંહજીએ દુલા (દુર્જનસિંહ) ને ગાદીનો હક આપવાથી, રાજાનાં સગાં વહાલાં તથા માડવીના મોટા ગરાસીઆ ઠાકોરોમાં ચર્ચા ચાલી, તથા તેઓના મન દુખાયાં. હવેથી તેઓ રાજાના પ્રતિસ્પર્ધી તરીકે થઈ રહ્યાં, પણ રાજા બહાદુરની હૈયાતીમાં તેઓ કંઇ ફિતૂર મચાવી શક્યા નહિ. ઇ. સ. ૧૭૦૭ માં રાજા વજેસિંહજી ગુજરી ગયા, ત્યારે તે દ્વેષનો બદલો લેવાને તેઓ તતપર થયા. એમાં આગેવાની ધરનાર મર્હૂમ રાજાની માનો બાપ, જે માડવાનો ઠાકોર હતો તે, તથા કારામેરાનો ઠાકોર વીરમસિંહ (જે આગળ જતાં દુર્જનસિંહનો રાજ્યરક્ષક થયો તે) તથા કેટલાક બીજા ગરાસીઆ હતા. એઓ પોતપોતાનાં લશ્કર લઇ, દુર્જનસિંહને પદભ્રષ્ટ કરવા માડવી આવવા નીકળ્યા. * રસ્તે ચાલતાં

(ગુણકારી થયલી), એ સર્વે લઇ મહારાણા શ્રી વજેસિંહજીના દરબારમાં ઘણા ઠાઠ સાથે આવી પહોંચ્યા. દેશાઇએ દરવાનને આ ખબર આપવાનું કહ્યું. તરતજ તેણે દરબાર શ્રીને ખબર કરી. રાજા પોતાના મિત્રને આવા ઠાઠથી આવેલો જોઇ, હર્ષ પામી સામો મળવા દોડયો. બન્ને મિત્રની પરસ્પર ભેટ થઇ; ને એક બીજાની ખેરીઅત જોઇ આનંદ પામી ઇશ્વરનો આભાર માન્યો. બાદ રાજાએ પોતાના મિત્રને આટલો શ્રમ લઇ આવવાનું કારણ પૂછ્યું, કે તરતજ બધી સામગ્રી સહિત પેલી છોકરીને અર્પણ કરીને તેની જોડે લગ્ન કરવાને નમ્રતા પૂર્વક વિનતિ કરી. રાજા કબૂલ થયો ને રીતસર લગ્ન કર્યાં. એ રાણીથી જે છોકરો થયો તે દુલા નામથી ઓળખાયો. એજ દુલા આગળ દુર્જનસિંહ નામથી પ્રસિદ્ધ થયો, જે ઉપર કહેવામાં આવ્યું છે.

* વીરમસિંહની આગેવાની નીચે દુર્જનસિંહને પદભ્રષ્ટ કરવા લશ્કર આવે છે, એ વાતની રાણીને ખબર પડવાથી, પોતાની ખાતરીનો એક મહોલદાર સાથે લઇ પોતે તથા પોતાનો દીકરો (દુર્જનસિંહ) એ ત્રણ જણ નાસરણે જવા રાતના નીકળ્યાં. મળસકું થતાં વરેકાંઠે આવી પહોંચ્યાં. જુએ છે તો જેના ડરથી નાસતાં હતાં, તેજ લશ્કર પડેલું જોયું. આ સૈન્યમાંથી નિરવિઘ્ને નીકળી જવા ત્રણે જણ ધીમે સાદે વાતો કરવા લાગ્યાં. દૈવયોગે સામા પક્ષનો વડો અધિપતિ તેજ રસ્તાપર દિશાની હાજત પૂરી પાડવા બેઠેલો, તેણે એ સંચાર સાંભળ્યો, ત્યારે પૂછ્યું, કે "તમે કોણ છો ?" જવાબ ન મળવાથી વધારે સંશયી થઇ ફરી પૂછ્યું. પણ પેલાં ત્રણમાંથી એકે પણ જવાબ ન આપ્યો ને વધારે ગભરાયાં. વીરમસિંહે કહ્યું, "તમે ગભરાશો નહિ: હું તો આ ગામનો રહીશ છું. જો તમે ભૂલાં પડયાં હો, તો તમને રસ્તો બતાવું." રાણીએ શાંત થઇ બધી વીતક વાત કહી, તેથી વીરમસિંહને દયા ઊપજી, અને પછી કહ્યું કે "હું તો આ લશ્કરમાંનો માણસ છું, માટે નાસો." એટલું કહેતાંમાં તો રાણી ભયભીત થઇ ઘોડાપરથી છોકરા સહિત ગબડી પડી. આથી વીરમસિંહને વધારે દયા ઊપજી, ને બાઇને દિલાસો દઇ છોકરાને પોતાની ગોદમાં લીધો ને કહ્યું, "તું બ્હીશ મા. હું તારો તથા તારા દીકરાનો જાન બચાવીશ." આ અભયવચન સાંભળી બાઇ હોશિયારીમાં આવી. ઠાકોર પેલી બાઇ તથા મહોલદારને ત્યાંજ બેસાડી, છોકરાને ગોદમાં લઇ લશ્કરમાં જ્યાં પોતાનો મુકામ હતો ત્યાં ગયો. સવાર થતાં તમામ માણસો પોતાની ક્રિયાથી ફરાગત થઇ કુસંબા પાણી કરવા બેઠા. તેજ વખત

દૈવ ઇચ્છાથી વીરમસિંહની મતિ ફરી ગઇ. પોતાના સાથીનો પ્રતિસ્પર્ધી થઇ ગયો, ને દુર્જનસિંહનો ત્રાતા થયો. નાસરણે જવા નીકળેલા દુર્જનસિંહને સાથે લઇ માડવી આવ્યો, ને કુંવરશ્રીને ગાદીએ બેસાડી તથા આણ વર્તાવી પોતે રાજ્યરક્ષક બની રાજકારભાર ચલાવવા મંડયો. પોતાના પૂર્વ સાથીને લઢાઇનું કેહેણ મોકલ્યું; પણ તેઓ પોતામાં ફૂટ થયલી સમજી કંઇ પણ ફિતૂર કર્યા સિવાય ચાલ્યા ગયા. વીરમસિંહે ૧૦–૧૨ વર્ષ સૂધી માડવીનો રાજ કારભાર ચલાવ્યો. દુર્જનસિંહ પુખ્ત ઉમ્મરનો, રાજ્ય કારભાર ચલાવવાને શકિતમાન થતાં સૂધી રહી, પછી પોતાને સ્વસ્થાન (કારામેરા) ગયો.

## दुर्जनसिंहजीनो स्वतंत्र राजकारभार.

એણે ઇ. સ. ૧૭૧૨ માં માડવી આબાદ કર્યું. આ રાજ્ય સુવાંગીરૂં (સ્વતંત્ર) હોવાથી, ખંડીયું કરવા શાહુ• રાજા તરફથી તેના સરદાર ગાયકવાડે ઇ. સ. ૧૭૧૨ માં ચઢાઇ કરી. બોધાન આગળ બન્ને પક્ષનો મુકાબલો થયો, તેમાં રાજાની જીત થઈ; ને ગાયકવાડને હાર કબૂલ કરી પાછા જવું પડયું. આ હારથી ખેદ યુક્ત થઇ ગાયકવાડ બીજીવાર ચઢી આવ્યો. ધરમપુર (માડવી તાલુકાનું ગામ) આગળ પાછો મુકાબલો થયો. એમાં પણ ગાયકવાડ ફાવ્યો નહિ. એ વારની હારથી ગાયકવાડે ઉપરાચાપરી હુમલા જારી રાખ્યા. સને ૧૭૩૦ માં પીલાજી ગાયકવાડે ચઢાઈ કરી તેમાં પીલાજી હાર્યો. ફરી પાછો સને ૧૭૩૧ માં પીલાજી મો-

આ ઠાકોરે પેલા છોકરાને લશ્કર લઈ લઢવા આવનાર મુખીના ખોળામાં મૂકી દીધો; ને કહ્યું કે, "જેને માટે તમે આવ્યા છો, તે છોકરો આ છે; એને મારો કે જીવાડો.' આ ભવ્ય, કાન્તિમાન, તેજસ્વી, શરીરના યથાક્રમ ભરાવવાળો બાળક જોઇ, તથા તેનાં કાલાં કાલાં વચન સાંભળી, સર્વેનાં હૃદય ભેદાયાં ને અંતરમાં દયા ઉત્પન્ન થઇ. લશ્કર પૈકી કેટલાકનો વિચાર આ બાળકને જીવતદાન આપવાનો થયો; પણ ઘણાનો મત એવો આવ્યો કે ગમે તેમ છે, તોપણ દુશ્મનને છોડવો ન ઘટે. આ ઠરાવ થતાંજ વીરમે છોકરાને પોતે લઇ લીધો. પોતાની ફોજ જે લશ્કર ભેગી હતી, તેને જૂદી પડવાનો હુકમ આપ્યો, ને કહ્યું, "ચાલો આવો. આ રહ્યો છોકરો. એને કોણ કેવી રીતે મારે છે, તે હું જોઉં છું." આટલું બોલતાંજ, પોતામાં ફૂટ પડેલી જોઇ તમામ લશ્કર સ્તબ્ધ થઇ ગયું. વીરમ પેલો કુંવર, તેની મા, અને મહોલદાર, તથા પોતાના સૈન્ય સહિત માડવી આવ્યો. કુંવરને ગાદીએ બેસાડી તેની દુવાઇ ફેરવીને પોતે રાજ્યરક્ષક થયો. વીરમનું બળ વધ્યું જોઇ, લઢવા આવેલા નિરૂપાય થઇ પોતાને સ્થાન (માડવે) ગયા.

ટા લશ્કર સહિત ચઢી આવ્યો, ને લશ્કરનો સંહાર કરી રાજાને બેહાલ કરી નાખ્યો, માંડવી જીતી લીધું, ને રાજાને નાસી જવું પડ્યું. જે રસ્તે આ રાજા નાઠો, તેને (રસ્તાને) હાલ લોકો 'નાઠાબારી' નામથી ઓળખે છે. નાસીને સિંધવાઇના જંગલમાં છૂપાયો. અહીં રહી નાદોદના રાજાની મદદ માગી; પણ મદદ ન આપતાં કહાવ્યું કે "અમે મોટા રાજા સાથે બિગાડ કરવા ચહાતા નથી." અહીંથી નિરાશ થઈ છૂપાતો છૂપાતો સુરત જઇ ત્યાંના નવાબનો આશ્રય લેવા ધાર્યું. સુરતના નવાબે આ વખત પેહેલાંનું વેર ન સંભારતાં ઘણું માન આપી આશ્રય આપ્યો. આ આશ્રય લઇ રાજા સુરતના રામપરામાં પોતાના ૩૦૦—૪૦૦ બહાદૂર સ્વારો સહિત એક વર્ષ સૂધી રહ્યો.

## नवाब साथे बिगाड थाय छे.

આ સ્વારોમાં બે જણુ તહેવારને દિવસે તાપી નદીએ નહાતા જતા હતા, તેવામાં એક ખાટકીને ગાય મારી નાખતાં જોયો; ને તેનામાં "**गौ ब्राह्मण प्रतिपाल**" ક્ષત્રિયધર્મ પ્રગટ થયો. ગાય નહિ મારવા માટે સ્વારોએ રૂ. ૧૦૦ સૂધી આપવા કહ્યા; પરંતુ તે મતિમંદ ખાટકી ન સમજ્યો. સ્વારો ઝનૂને ભરાયા ને ખાટકીનું શીર છેદન કર્યું. પછી પોતાના સ્વામી (દુર્જનસિંહજી) ને આ હકીકત જાહેર કરી. રાજાએ ખુશી થઈ પોતાના સ્વારને માન આપ્યું. આ તરફથી ખાટકીની ફરિયાદ નવાબને કાને ગઈ. નવાબ ગુસ્સે થયો, ને પોતાનું આગલું વેર સંભારી લડવાને તૈયાર થયો. (આ વખતે નવાબ તેગબેગખાન હતા.) નવાબની આ વાત રાજાને ખબર પડવાથી, પોતાનું લશ્કર સજ્જ કરી એકદમ બુરાનપુરી ભાગોળપરે થઇ નાણાવટમાં ખરે બપોરે ૨૧ લાખ રૂપિયાની લૂટ કરી તાપી તરફ ચાલતો થયો. જે દરવાજેથી એ રાજા નીકળી ગયો, ત્યાં બાંધેલા ઓવારાને હાલ રાજા ઓવારો કહે છે. અહીંથી નીકળી પૂણા તરફ કૂચ કરી.

## દુર્જનસિંહજી પૂણે જાય છે તથા ત્યાં જાહેરમાં આવે છે.

રસ્તે ચાલતાં પાર્ડી (બાલડાપાર્ડી) આગળ મુકામ કર્યો, ને પેશ્વા બાજીરાવ સરકારને પોતાની હકીકત કહેવડાવી પાર્ડીમાં રહેવાની પરવાનગી માગી. પેશ્વાએ ખુશી થઇ પરવાનગી આપી. રાજા બહાદૂર પોતાના કબીલાને પાર્ડીમાં મૂકી પોતે આગળ વધ્યો, ને પૂણે જઈ એક *વાડીમાં મૂકામ કર્યો આ વખતે રાજા પાસે ચૂંટી કાઢેલા ૧૫૦ સ્વારો હતા. પૂણામાં કેટલાક દિવસ રહ્યા. શેહેરમાં ફરવાની રાજાને તથા તેના સ્વારોને છૂટ હતી. એક દિવસ પેસ્વાના સ્વારો ઘોડાને શરતની તાલીમ આપતા આ સ્વારોની નજરે પડયા. તે જોઈ તેની સામે હરીફાઇ કરી જય પામવાની ઇચ્છા થઇ. રાજાના સ્વારોએ પોતાના ઘોડાને તેથી ચઢતા દરજાની તાલીમ આપવા માંડી. ઠેરવેલે દિવસે શરતો† શરૂ થઇ, તેમાં રાજાના સ્વારો દાખલ થયા. આ શરત જોવાને પેસ્વા પણ આવ્યા હતા. શરતનું કામ ચાલવા માડયું. તેમાં આ રાજાના સ્વારો જય પામ્યા એટલુંજ નહિ, પણ તેથી વધારે જે કેળવણી તેઓએ આપેલી તે કરી બતાવી. આથી પેશ્વા સરકાર રાજી થયા ને પૂછયું, "તમે કોણ છો?" ઉત્તર આપ્યો કે "અમે માડવીના રાજાના સ્વાર છીએ." પેસ્વાએ કહ્યું, "તમે શરતમાં જય પામ્યા છો, માટે તે બદલ ઠરાવેલું ઈનામ લેવાને તમે તમારા સ્વામી (રાજા) સાથે કાલે સવારે દરબારમાં પધારજો." આ પ્રમાણે બીન પ્રયાસે ને બીન વસીલે પેશ્વાના દરબારમાં રાજા માન પામ્યો. બીજે દિવસે ઠેરવેલે વખતે રાજા દરબારમાં હાજર થયો. પેશ્વાએ માન આપી યોગ્ય આસન

* એ વાડીને હાલ પૂણામાં રાજવાડો કહેછે.

† એક શરત એવી હતી કે વીશ હાથ વ્યાસના કૂવાપર એક પાટિયું મુકતું, ને તે પરથી દોડતે ઘોડે કૂવો ઓળંગી જવો. આ શરતમાં રાજાના સ્વારે એટલું વધારે કરયું, કે દોડતે ઘોડે પાટિયાપર અરધે સૂધી આવ્યો, ને પાછો ફરી જે દિશાથી આવ્યો તેજ દિશામાં ગયો.

બીજી શરત એવી હતી કે કોઇ બહાદૂરે દોડતે ઘોડે ઝાડમાં બરછી ભોંકેલી, તે કોઇથી દોડતે ઘોડે નીકળતી નહોતી; તે આ રાજાના સ્વારે કાઢી આપી.

આપ્યું, ને બહુ તારીફ કરી બેઉ સ્વારોને રૂા. ૩૦૦) ની શાલ તથા કડાનો શીરપાવ કર્યો. આથી પેશ્વાના દરબારીઓને ઇર્ષ્યા ઉત્પન્ન થઈ, ને રાજાને માથે કંઇ સેહેજ * નિમિત્ત મૂકી અપમાન કરવા ધાર્યું; પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા. હવે પ્રસંગ આવે દ્વેષનો બદલો લેવા ધાર્યું.

થોડી મુદત વીત્યાબાદ પેશ્વા દરબાર ભરી બેઠો છે, એવામાં પોતાના મોકલેલાં ૧૨૦૦૦ માણસોથી વસાઈનો કિલ્લો ન જીતાયાનાં સમાચાર મળ્યા. પેશ્વા બહુ દીલગીર થયો. આ પ્રસંગનો લાભ લઇ પેલા ખારીલા દરબારીઓએ માંડવીના રાજાને એ કિલ્લો સર કરવા મોકલવાને પેશ્વા સરકારને સમજાવ્યું.

## राजा बहादूर वसइनो किल्लो सर करे छे.

પેશ્વા રાજાની અને તેના માણસોની બહાદૂરીથી આગળનો વાકેફ હતો, એટલે દરબારીઓની વાત પેશ્વાના દીલમાં ઠસી. લાગલોજ રાજાને બોલાવ્યો. બહુ માન આપી તથા બહાદૂરીના વખાણ

* આ નિમિત્ત એવું હતું કે ભર દરબારમાં પેલા સ્વારને પીશાબની હાજત થઇ; પણ પોતાના સ્વામીને છોડી દૂર જવા અનુચિત ધાર્યું. પીશાબ કર્યા સિવાય ચાલે એમ હતું નહિ, તેથી પેલી બક્ષેલી શાલમાં પીશાબ કર્યો. દરબાર બરખાસ્ત થયો, ત્યારે પેલી પલળેલી શાલ દરવાજા બહાર ફેંકી દીધી. તે પેલા ખારીલા દરબારીઓએ જોઇને લાગ સાધી પેશ્વાને એ રાજા તથા તેના સ્વારની મગરૂરી વિષે ભંભેર્યો, ને કહ્યું કે "એ મગરૂરોએ શ્રીમાનને અપમાન પહોંચાડ્યું છે." પેશ્વા ગુસ્સે થયા, ને રાજાને પાછો બોલાવી મંગાવવાનો હૂકમ કરયો. રાજા તુરત હાજર થયો કે પેશ્વાએ કરેલા અપમાનનો જવાબ માગ્યો. લાગલોજ પેલો સ્વાર બોલી પડયો, "શ્રીમાન ! કોઇ પણ રીતે અમે દરબારનું અપમાન કરયું નથી. મેં, માત્ર મારી ફરજ અદા કરી છે. શા વાસ્તે કે ભર દરબારમાં મને પીશાબની હાજત થઇ. તે પૂરી પાડવા મારા સ્વામીને છૂટો મૂકી જવા મેં દુરસ્ત ધાર્યું નહિ. વળી અમને મળેલા માનથી આપના દરબારીઓને શોકાર્ત દીઠા, તેમ તે હાજત પૂરી પાડવાને તે સમયે કંઇ બીજો ઉપાય નહોતો; સબબ શાલમાં પીશાબ કીધો ને બહાર ફેંકી દીધી. આમાં મેં મારો ધર્મ બજાવ્યો છે. છતાં જો સરકારની નજરમાં ગુન્હેગાર ઠરતો હોઉં, તો તાબેદાર હાજર છે. જે કરવું હોય તે કરો." પેશ્વા આ બહાદૂરીનાં વચન સાંભળી સ્વારની નિમકહલાલીપર ખુશ થયો. રાજાને તેના સ્વાર સહિત રજા આપી. આ નિમકહલાલ નોકર જોઈ પેશ્વાને પણ તેમાંના સ્વારો પોતાને માટે રાખવાની ઇચ્છા થઇ, ને રાજા પાસે ૫ માણસો દરમાસે રૂા. ૧૦૦૦ ના દરમાયાથી માગી લીધાં. રાજા પાસે ફકત ૧૫૦ માણસ હતાં, તેમાંથી આ પાંચ આપતાં બહુ કમકમાટ છૂટ્યો; પણ આખરે આપવાં પડયાં.

કરી, જોઈતી મદદ આપવાની કબૂલ કરી, વસઈનો કિલ્લો જીતી આવવાને આજ્ઞા કરી. આ શૂરા ક્ષત્રીએ કંઇ પણ અંદેશો મનમાં આણ્યા સિવાય ઘણાજ ઉમંગની સાથે પેશ્વાની આજ્ઞા સ્વીકારી. કેવળ પોતાના પરાક્રમથી જય મેળવવાની ઇચ્છાથી પેશ્વાની મદદનો અનાદર કર્યો; ને પોતાના ૧૫૦ સ્વારમાંથી પેશ્વાને આપેલા ૫ સ્વાર તે પાછા માગી લીધા. આવો આવેલો લાગ હાથમાંથી ન જવા દેવાનો નિશ્ચય કરી પોતાના સ્વાર સહિત તૈયાર થયો. આ વખત જોષીને મુહૂર્ત* પૂછેલું તે લાભકારી નીવડવાથી, તેને ઘણોક શીરપાવ આપેલો. પૂણેથી વસઈ તરફ કૂચ કરતાં રસ્તામાં એક વાણીઓ મળ્યો, જે† ફીરંગીના દુઃખથી કંટાળી પેશ્વાને અરજ ગુજારવા આવતો હતો. તેની સાથે વાતચીત કરતાં, તેણે કહ્યું કે, "પેશ્વાના માણસો વારંવાર હૂમલો કરવા આવે છે, પણ રસ્તાની બીન માહીતગારીને લીધે પાછાં જાય છે. માટે ચાલો હું તમને રસ્તો બતાવું. વળી હમણાં લાગ પણ સારો છે; કેમકે ફીરંગીનો દારૂ ગોળો ખૂટવાથી તેઓ પોતાને દેશ (પોર્ટુગાલ) લેવા ગયા છે. કિલ્લામાં ફક્ત ૪૦–૫૦ માણસ છે, તેથી સેહેજમાં જીતી શકાશે. પણ યાદ રાખજો કે દરવાજા સવારમાં ખૂલે છે, ને કાલે સવારે ભરતીના પાણી આવવાનાં નથી. (કિલ્લાની આસપાસ ખાડી ખોદાવેલી તેમાં ભરતીનાં પાણી ભરાઇ જતાં તેથી અટકાવ થતો.) માટે એકદમ ધસારો કરી ચઢી જજો." આ અનુભવીની વાત ધ્યાનમાં લઇ વખતસર રાજા ખાડી ઊતરી ગયો. જ્યોતિષી વિદ્વાને માન આપી, સાથે એક દસોંદી‡ હતો, તેને તેનાં બચ્ચાં બાલાંનું પોષણ કરવાની કબૂલાત આપી પોતાનો રાજ્ય પોષાક તથા રાજ્યાધિકાર સોંપ્યો. પોતાના લશ્કરને કવાયદ કરાવી, શૂરપર ચઢાવી,

* મુહૂર્તમાં જોષીએ કહ્યું હતું કે, "જય થશે; પણ પ્રથમ હૂમલો રાજાએ જાતેજ કરવો, તેમાં તેનું મૃત્યુ થશે."

† એવું કહેવાય છે કે આ વાણીઆની ખુબસુરત સ્રીને ફીરંગી લઇ ગયા હતા, તે પાછી આપતા નહોતા, ને માગતો ત્યારે જૂલમ ગુજારતા.

‡ ભાટ; બારોટ.

બનાવટી રાજા દસોંદીને આગળ કરી, પાછળ પોતે રહી, એકદમ કિલ્લામાં ધસ્યો. પ્રવેશ કરતાંજ આ બનાવટી રાજા દસોંદીને ફીરંગીના છૂપાં રહેલાં માણસોએ વાઢી નાખ્યો. રાજા તેતરફ કંઇ પણ નજર કર્યા સિવાય ખુલ્લી તલવારથી સામા તથા આજુબાજુ જે માણસો (ફીરંગનાં) મળ્યાં, તેને વાઢી નાખી કિલ્લાપર ચઢી ગયો; ને પેશ્વાનો ભગવો ઝુંડો તથા પોતાનું નિશાન ખડાં કર્યાં. ઉપર જે ફીરંગીનાં માણસો હતાં, તેને મારી કાઢયાં; અને કિલ્લો પોતાના સ્વાધીનમાં લીધો. ઇ. સ. ૧૭૩૯.

દસોંદીના મરણથી રાજા ગમગીન થઇ ગયો. પોતીની આપેલી કબૂલાત મૂજબ તેનાં બચ્ચાંનું પોષણ થવા ચોરઆંબા ગામ વંશપરંપરા જાગીરમાં આપ્યું, જેનો આજ પર્યંત તેના વંશજો વહીવટ કરેછે.

દસોંદીના મૃત્યુખેદથી કિલ્લો સર કર્યાની ખબર રાજાથી પેશ્વાને તુરતા તુરત ન અપાઈ; તેથી પેલા ખારીલા દરબારીઓએ સમય જાળવી રાજાની ગરૂરી વિષે પેશ્વાને ભંભેર્યો. ક્રોધ યુક્ત થઇ લશ્કરની ટૂકડી રાજાને પકડવા જાયછે, એટલે તો રાજા પેશ્વાના દરબારમાં હાજર થઈ ગયો. બનેલી હકીકત જાહેર કરી. પેશ્વા ખૂશ થયો ને રાજાને શાબાસી આપી રાજાના માનમાં વધારો કર્યો. ખારીલા દરબારીઓને આ વખત નીચું જોવું પડ્યું. અમુક મુદત ઠરાવી રાજાને માન આપવું ઠરાવ્યું ને દરબાર બરખાસ્ત કર્યો.

## राजाने माडवी पाछुं मळे छे.

ઠરાવેલે દિવસે દરબાર ભર્યો. રાજાને આમંત્રણ કર્યું. રાજા હાજર થયો કે તુરત જયજયના શબ્દથી વધાવી લીધો. તેને મુકરર કરેલે પ્રતિષ્ઠિત આસને બેસાડી, બાજીરાવ પેશ્વા બોલ્યો;

"ધન્ય છે, એ ક્ષત્રીય મહીડા કુળને! ને શાબાશ છે, રાજા દુર્જનસિંહને! જેણે પોતાની એક* તલવારે મારા રાજ્યને કીર્તિમાન કર્યું છે. એ બહાદૂર રાજાનો મનોરથ પૂર્ણ કરવાને ઈશ્વરે મને આ સમય આપ્યો છે."

* કોઇની સહાય વગર.—પોતાનીજ હિંમતે.

રાજા બોલ્યો; "સ્વામીની કીર્તિ એ સેવકની કીર્તિ છે. મેં તો માત્ર મારી ફરજ બજાવી છે. શ્રીમાન રાજી છે, તો હું મારૂં અસલ સ્થાન માડવી માગી લઉં છઉં."

આ તુચ્છ ઈનામને પેશ્વા ઓછું સમજી ઓર કોઇ સારો મૂલક માગવાને ફરમાવ્યું; તોપણ રાજા બહાદૂરે કાંઇ ન માગતાં પોતાનું સ્થાન માડવી માગ્યું. પેશ્વા બાજીરાવે આ માગણી કબૂલ રાખી; તથા રાજાના જનાનાને રહેવાને પ્રથમ આપેલો જે મૂલક પાર્ડી તે, તથા બીજાં ચાર ગામ, મળી પાંચ ગામ સન ૧૭૪૨ માં રાણીની કાંચળી દાખલ આપવાને ખૂશી બતાવી. રાજા બહુ ખૂશ થયો ને પેશ્વાનો મોટો આભાર માન્યો.

## પાંચ ગામનાં નામ.

**૧ બાલડા ૨ પાર્ડી ૩ સુકેશ ૪ સોંઢલવાડા ૫ ઉમરસાડી.**

ઇ. સ. ૧૭૪૨ માં માડવી સહિત આ પાંચ ગામ મળ્યાં. થોડી મુદત પૂણે રહી પાર્ડીમાં આવીને પોતાના કુટુંબ સાથે રહ્યા.

ઇ. સ. ૧૭૩૧ થી ઇ. સ. ૧૭૪૨ સુધી માડવી ગાયકવાડના કબજામાં રહ્યું. એ દરમિયાન પોતાની નિશાનીમાં એક દરવાજો બંધાવ્યો હતો, જેને લોકો કમાનિયો દરવાજો એ નામથી ઓળખતા હતા. એ દરવાજાને અંગ્રેજ સરકારે નિશાળનું મકાન બાંધતાં હરકત કરતા જણાયાથી તોડી પાડયો છે. જે ટેકરાપર રાવે મુકામ કરેલો, તે ટેકરો આજ રાવના ટેકરાના નામથી ઓળખાય છે.

ઇ. સ ૧૭૫૧ માં પેશ્વાના સરદાર સદાશિવરાવ ભાઊ તથા દામાજીરાવ ગાયકવાડ વચ્ચે કુરેલ પરગણાના તરસાડી ગામમાં સુરત અઠાવીશીની વહેંચણી થઇ તેમાં પેશ્વાએ માડવી પોતાના હિસ્સામાં લઈ રાજા દુર્જનસિંહને આપ્યું. હવેથી રાજા પોતાના સ્વસ્થાનમાં આવી રહ્યા. ઈ. સ. ૧૭૫૨.

## ए राजानो मेळवेलो गरास.

પ્રથમથીજ આ સમશેર બહાદૂર રાજા યુદ્ધ નિપુણ હોવાથી,

પોતાની તલવારના બળથી આસપાસના તેમજ દૂરના ગામોમાં પોતાનો ગરાસ બેસાડયો હતો. પેશ્વાએ આ ગરાસ કબૂલ રાખ્યો હતો. એ ગરાસ રૂ. ૮૯૦૦૦ નો તથા ગાયકવાડ પાસે રૂ. ૪૭૦૦૦ નો મળી એકંદર ગરાસ રૂ. ૧૩૬૦૦૦ નો હતો. સંવત ૧૭૮૭ (ઇ. સ. ૧૭૩૧) માં માગશર શુદ ૧૩, પેશ્વા બાજીરાવના પ્રધાન માધવરાવ બલ્લાળ સાથે મહારાણા શ્રી દુર્જનસિંહને તહ થયો; એવી શરતે કે માડવીના રાજાના ૬૦ સ્વાર રાજાના ખર્ચથી પેશ્વાના દરબારમાં રહે, ને પેશ્વા રાજાના ગરાસનો હક કાયમ રાખે. ગરાસનાં ગામ નીચે મૂજબ;-

| | | | | | |
|---|---|---|---|---|---|
| કડોદનાં | ગામ | ૩૦ | ઓરપાડનાં | ગામ | ૩૪ |
| કામરેજનાં | ,, | ૨૩ | વેરાનાં | ,, | ૨૫ |
| તેલાડી | ,, | ૧ | અંકલેશ્વર | ,, | ૧ |
| ચોર્યાશી | ,, | ૨ | મહુવા | ,, | ૫૨ |
| ખડકા | ,, | ૧૨ | બાર્ડોલી | ,, | ૫૫ |
| બલેશ્વર | ,, | ૨૨ | મરોલી | ,, | ૫ |
| ધળાં | ,, | ૧૩ | સૂપા | ,, | ૬૪ |
| હાંસોટ | ,, | ૨ | માડવી | ,, | ૧૨ |
| સર્ભોણ | ,, | ૨ | | | |

વસાઇની લઢાઇમાં જય પામ્યા પછી ઇ. સ. ૧૭૫૫ (સંવત ૧૮૧૨) માં બીજો તહ થયો, તે નીચે મૂજબ;—

રાજશ્રી દુર્જનસિંહજી વજેસિહજી......શ્રી

ॐ સકલ ગુણાલેકરણું અખંડિત આલકત રાજમાન રવે ॥ માધવરાવ બલ્લાળ પ્રધાન આશીર્વાદ ઉપર એથીલ કુશળ જાણો. નરવકીયે કુશલે લહિત જો વ વિશેષ ખાસ સ્વારી વસઇપર ઝાલી તે વેલેસ તુહ્મી બહુત તરવાર કરૂન વસઇચ્યા કિલ્લા સરકારાસ તુહ્મી સર કરૂન દીલા. તે ચાકરી તુહ્મચી નિષ્ટેચી પાહુન તુહ્માસ કૈલાસ વાસી વડીલાં લીહુન દીલે અસી કે તુહ્મચે માડવી સંસ્થાના

વર ખંડણી બાબત કોણી મુજાહીમ હોણાર નાહીં પરંતુ તુહ્મચી પાગા એક નેમણુક ઘોડા સાટાચી આહ્મચી જવળ ઠેવાવી ત્યાચે ખરચાચે કરાર મહારકી નીમે પાગેચા ખર્ચ આહ્મી યેથુન દેઉન વ નીમે ખર્ચ તુહ્મી ઘાવા આજપેક્ષા જાજતી તુહ્માસ ખરચ લાગુ દેણાર નાહીં હે ખાતરજમા ઠેઉન પાગા એક આહ્મચે જવળ ઠેવાવી દુસરે તુહ્મચે સંસ્થાના વર રાજાસ પુત્ર નસલા વ દત્તપુત્ર ઘેણા પડલીતર સરકારાત નજરાણા રૂપયે ૧૦૦૦૦ એક વર્ષ ઘેંઉન તથા રાજાસ આહ્મચે સરકારા તુન સીરપાવ હસ્તી એક વ કડે વ તોડા વ મોતાચી માલા વ શીરપેચ વ કલગી વ તુરા વ સેલા વ પાગોડે વ ઘોડા સાજા સુદ્ધાં આ પ્રો. તુહ્માસ સરકારા તુન બહુ માન દેત જાતીચ આત શશ અનાદિ દુસરે તુહ્માસ કોણી દાવાદાર દુસ્મન ફીતુર ઉભે કરતીલ તર ત્યાચી મદદગારી સરકારા તુન કરૂન તુહ્મચી બરદાસ કેલી જાઈલ રવાના તારી. ૧૮ સાબાન સુ. તે શાશીતે તમ આવ અલફ બહુત કાએલી હીણે હે વિનંતિ.

(મહોર)

આ તહનો ભાવાર્થ એવો છે કે;—

ઇ. સ. ૧૭૩૧ માં કરેલા તહમાં રાજાના ખર્ચથી પેશ્વાના દરબારમાં ૬૦ સ્વાર રાખવાની શરત કરી હતી તે રદ કરી; તથા ગરાસ કાયમ રાખ્યો. નવી શરત એવી કરી કે જ્યારે નવો દત્તક લેવામાં આવે ત્યારે રૂ. ૧૦૦૦૦ ગાદીએ બેસનાર રાજા પેશ્વાને આપે તેના બદલામાં પેશ્વા તરફથી ગાદીએ બેસનારને હાથી, કડાં, વગેરે શીરપાવમાં મળે, તથા પ્રસંગ પડે મદદ પણ આપે.

## दुर्जनसिंहजीना दीवान तथा सिक्का फेर.

સંવત ૧૭૭૬ માં પ્રધાન કોઠીઆ લીમજી હતા.
,, ૧૭૭૭ ,, નાથજી મહીડા ,,
,, ૧૮૦૪ ,, આત્મારામ ,,
,, ૧૮૦૮ ,, સુખાનંદ ,, જેનું નામ

રાજાએ પોતાના સિક્કામાં કોતરાવ્યું છે, તેપરથી માલમ પડે છે.

એ રાજાના વખતમાં સિક્કામાં ૭-૮ વખત ફેરફાર થયો છે.

## एना वखतमां थयेला लेख तथा बनावो.

સંવત ૧૭૭૪ પોતાની કુંવરી આશાકુંવરની મરણક્રિયામાં [1]પરોતને જમીન આપી તે બાબતનો લેખ છે.

,, ૧૭૬૯ બીજી કુંવરી રામકુંવરની મરણક્રિયામાં પરોતને ભરથાણામાં જમીન આપેલી તેનો લેખ છે.

,, ૧૭૭૮ કુંવર શ્રી ગંભીરસિંહજી જન્મ્યા તેની જન્મોત્તરી વંચાવી, તેમાં જોષી મકનજીને ગામ દેવગિરિ ધર્માદા જાગીરમાં આપ્યું તેનો લેખ છે. તેના વંશજો હાલ તે ભોગવે છે. એ ગામ વંશપરંપરા છે.

,, ૧૭૯૬ કુંવર શ્રી ગંભીરસિંહનું મૃત્યુ થવાથી પરોતને કામરેજમાં જમીન આપેલી તેનો લેખ છે.

,, ૧૮૨૭ ઉમરસાડી ગામ જોષીને મુહૂર્ત દેખાડયા બદલ જાગીરીમાં આપેલું તેનો લેખ છે. એ ગામ સરકારે હાલ ખાલસા કર્યું છે.

,, ૧૭૭૪ બારોટ મીઠા કેશવને ખાતરદેવી ગામ બક્ષીસ આપ્યા બાબતનો લેખ છે.

,, ૧૭૬૩ કુંવર શ્રી ચંદ્રકુંવરજી તથા દુર્જનસિંહજીના બારોટ મીઠાને મહીયડગઢ (માંડવી) માં હળ દીઠ એક ભાણું (આશરે ૫ શેર) અનાજ લેવાનો હક આપ્યા બાબતનો લેખ છે. તેના વંશજો રાજની આખર સૂધી એ વહીવટ કરતા.

,, ૧૮૧૭ ઉપાધ્યાય દયારામ જીવાને હવેલીના ખાત મુહૂર્તના પૂ-

[1] પરોત=પુરોહિત-કુળ ગોર.

જન વખત કરવતી ગામ જાગીરીમાં આપ્યા બાબતનો લેખ છે. એ ગામ ઉજ્જડ હોવાથી જોષીએ ફરી અરજ ગુજારી, તેથી રાજાએ બીજીવાર તેને બદલે અમલસુની ગામ સંવત ૧૮૨૩ માં આપ્યું, જે સંવત ૧૯૪૦ સુધી તેના વંશજોના હાથમાં હતું. બાદ સરકારે એજ વર્ષમાં ખાલસા કરી લીધું.

,, ૧૮૧૯ રાણી શ્રી રતનકુંવરે (દુર્જનસિંહજીની) પરોતને કરી આપેલો લેખ છે.

,, ૧૭૭૭ વિવાહની દક્ષિણામાં જુનવાણુ ગામ પરોત જગનેશ્વરને બક્ષીસ આપ્યા બાબતનો લેખ છે, જેનો વહીવટ વેચાણના હકથી સુરતના કણબી બાલાભાઇ ગોપાળભાઇ આજ સુધી કરે છે. એ ગામ વંશપરંપરા છે.

,, ૧૭૭૪ પરોત ભૂલાને ગરાસવાળા ગામોમાં દાપાનો રૂ. ૧) કરી આપ્યા બાબતનો લેખ છે.

,, ૧૭૭૫ બારોટ કેવળરામ રણછોડદાસ તથા નાથા પરશુ ઓરપાડવાળાને મોઘલકુઇ ગામ બક્ષીસ આપ્યાનો લેખ છે તેના વંશજો હાલ સુધી વહીવટ કરે છે. એ ગામ વંશપરંપરા છે.

એની પછી થનાર રાજા ભગવતસિંહજીએ સંવત્ ૧૮૨૮ માં પરોત જેકૃષ્ણને ટિંબામાં જમીન રાજા દુર્જનસિંહજીની મરણ ક્રિયામાં આપેલી, તેના થયલા લેખ પરથી એ રાજાનો મરણકાળ સંવત્ ૧૮૨૮ માં માલમ પડે છે.

એણે સંવત ૧૭૬૩ થી સંવત ૧૮૨૮ સુધી એટલે ઇ. સ. ૧૭૦૭ થી ઈ. સ. ૧૭૭૨ સુધી ૬૫ વર્ષ રાજ્ય ભોગવ્યું.

---

સિક્કાની નકલ.


श्री राम
माहाराणा श्री
दुर्जनसंघजी
वजेसंघजी


श्री रामसत
माहराजाधिराज
माहाराणा श्री
दुर्जनसंघजी
वजेसंघजी


श्री
श्री रामसत
श्री श्री रतनकु
अरजी.











## भगवत्सिंहजी.

મોટા દુર્જનસિંહજી સંવત ૧૮૨૮-ઈ. સ. ૧૭૭૨માં નિર્વંશ ગૂજરી જવાથી ભગવત્સિંહજી ઇ. સ. ૧૭૭૨માં ગાદીપતિ થયા. એ રાજાના સંવત ૧૮૨૮ થી સંવત ૧૮૩૩ સુધીના સિક્કા જડી આવે છે. એ ભગવત્સિંહજી વાઘબાજીના પુરૂષ વંશમાં પાંચમી પેઢીનો હતો. (જુઓ વંશાવળીમાં.) એના વખતમાં જાણવા જોગ બીના બની નથી.

એ નિર્વંશ ગૂજરી જવાથી એની રાણીએ ઇ. સ. ૧૭૭૮માં ગુમાનસિંહજીને દત્તક લીધા. એ બાબતની પરવાનગી શાહુરાજાના પ્રધાન માધવરાવ નારાયણે આપી છે. આ ઉપરથી જણાય છે કે ભગવત્સિંહજી ઇ. સ. ૧૭૭૮માં મરણ પામ્યા.

સિક્કાની નકલ.





## गुमानसिंहजी.

ભગવત્સિંહજી નિર્વંશ ગુજરી જવાથી જેસિંહજીના પુરૂષ વંશમાંની સીધી લીટીએ ચોથી પેઢીના ગુમાનસિંહજી ગાદીપતિ થયા. ઇ. સ. ૧૭૭૮ (જુઓ પેઢીનામું.)

એ રાજાના સં. ૧૮૩૫ થી સં. ૧૮૩૮ સુધીના લેખ જડે છે. સંવત ૧૮૩૬-ઇ. સ. ૧૭૮૦ માં પીપરિયા ગામ વજીરની છોકરી મોટીમેનને દક્ષિણામાં જાગીરમાં આપ્યું. એનો વહીવટ વ-

જીરના વંશજો ઇ. સ. ૧૮૬૮ સૂધી કરતા હતા. એજ વર્ષમાં અં-ગ્રેજ સરકારે તે ખાલસા કરી નીમે હિસ્સે જાગીરીમાં રાખ્યું, જેનો વહીવટ હાલ સૂધી ચાલુ છે.

ગુમાનસિંહજી નિર્વંશ ગૂજરી જવાથી એની ગાદીએ નારબા-જી અથવા દુર્જનસિંહજી બીજા ઇ. સ. ૧૭૮૩ માં ગાદીએ બેઠા. ગુમાનસિંહજી ઇ. સ. ૧૭૮૨ માં મરણ પામ્યા. ઈ. સ. ૧૭૮૩માં બીજા દુર્જનસિંહના સિક્કાથી એનો મરણ કાળ સાબીત થાય છે.

સિક્કાની નકલ.




## नारबाजी के दुर्जनसिंहजी बीजा अथवा नाना.

ગુમાનસિંહજી ઇ. સ. ૧૭૮૨ માં મરણ પામ્યા. એ નિર્વંશ હોવાથી એની ગાદીએ પુરૂષ વંશમાંની સીધી લીટીએ જેસિંહજીની ચોથી પેઢીએ ખુશાલસિંહજી થયા, તેના દીકરા દુર્જનસિંહજી ગા-દીપતિ થયા. (જુઓ પેઢી નામું.)

એના લેખ સંવત્ ૧૮૪૦ થી સંવત્ ૧૮૭૧ સૂધીના જડે છે. એના સમયમાં મુખ્ય બનાવ દીન અથવા ધર્મ નિમિત્ત યુદ્ધ છે.

## दीन अथवा धर्म निमित्त युद्ध. संवत १८६६.

( તારી. ૫ જાનેવારી સને ૧૮૧૦ )

એવું કહેવાય છે કે ઈ. સ ૧૮૧૦ માં બોધાનમાં જ્યાં હાલ નવી મસ્જીદ છે, ત્યાં મીર અબદુલ રહેમાન નામનો એક દર્વેશ

આવી રહ્યો હતો. તેને એવું સ્વપ્નું આવ્યું કે "ધળાં ગામમાં કાળિકા માતાના દેવલમાં માતાની સામા એક રૂપિયા ભરેલો ડેગ દાટેલો છે." આ સ્વપ્નાની વાત બીજે દિવસે દવેશે પોતાના શિષ્યોને કહી, તેઓ ધન લેવાને ધજે ગયા; ને ત્યાંના પટેલ જે જાતનો વહોરો હતો તેને પોતાના મીયાં સાહેબની બધી હકીકતથી વાકેફ કરી દેવલમાંથી રૂપિયા કાઢવાની પરવાનગી માગી. પટેલે તુરતજ પૂજારીને બોલાવી દેવલમાંના રૂપિયા ખોદી લઈ જવા દેવાને કહ્યું. વહોરાનું અતિ પ્રબળ જોઇ લાચાર થઇ આ પૂજારીએ બીન હરકતે રૂપિયા ખોદી લઇ જવા દેવાને હા કહી. તેઓએ તે જગ્યા ખોદી માંહેથી રૂપિયાનો ભરેલો ડેગ કાઢ્યો. તે લઈ પોતાના મીયાં સાહેબને આપ્યો. મીયાંએ આ રૂપિયામાંથી એક મસ્જીદ જે હાલ નવી મસ્જીદના નામથી ઓળખાય છે, તે બંધાવવાનો વિચાર કીધો, ને કામ શીરૂ કીધું. આ અરસામાંજ રાજાએ ઔધાનગાં ઓવારો (હાલનો રાજા ઓવારો) બંધાવવાનું કામ શીરૂ કર્યું હતું. ચાલતાં બન્ને કામમાં છોની તાણ પડી. એક તરફથી દવેશે પોતાના મુરીદ તરીકે હોડીવાળા ખારવાને છો લાવી આપવા કહ્યું. બીજી તરફથી રાજા તરફથી ઓવારાના કામ પર દેખરેખ રાખવા આવેલા શિવાનંદે પોતાના નોકરને અમલબળથી સામે કાંઠેથી આ પાર છો લાવી આપવાને હોડીવાળાને કહેવા માણસ મોકલ્યો; તથા શામસિંગને અહમદ પટેલ (ઔધાનનો પટેલ) પાસે ૫૦૦ ગાડી તથા ૭૦૦ વેઠીઆં કાલે રજૂ કરવાની વરદી આપવા મોકલ્યો. બીજે દિવસે પટેલે ૨૦ ગાડી વેઠમાં આપી. આથી શામસિંગે પટેલને માર્યો. પટેલ તથા તેનો છોકરો સામા થયા. તેમાં વેઠના દુઃખથી બળી રહેલા કેટલાક લોક પણ સામેલ થયા. સામસામી મારામારી ચાલી. હોડીવાળાએ પણ વરદી પ્રમાણે બીજે દિવસે છો ઓવારાના કામમાં ન આપતાં મસ્જીદના કામમાં આપવા માડી. આથી છો લેવા ગયલાં શિવાનંદનાં માણસ, તથા હોડીવાળો અને બીજા કેટલાકને નદીપર મારામારી ચાલી. એમાં

કેટલાક લોક સામેલ થયા, ને લઢાઇએ યુદ્ધનું રૂપ પકડયું. વહોરાંઓ દીન પોકારી સામા થયા. આ પ્રમાણે યુદ્ધનું કારણ ઊભું થયું.

આ વાતની મીયાં સાહેબને ખબર કરી, ત્યારે તેણે કહ્યું કે "જાઓ અટકાવનારને મારી પાસે લઇ આવો ને દીન જગાવો." આટલો હુકમ થતાંજ કેટલાક વહોરા વિશ્વાનંદ (બોધાનના થાણદાર) તરફ તથા શિવાનંદ તરફ દોડયા, કેટલાએકે ગામમાં લૂટ ચલાવી, તથા માણસો મારી નાખવા માડયાં, કેટલાકને વટાળ્યા, રાજાના પૂરબિયા સિપાઇઓને વાઢી નાખ્યા, અને આ પ્રમાણે ગામમાં ધમસાણ મચાવી મૂક્યું. આટલાથી સંતોષ ન પામતાં તે દુષ્ટ વહોરાઓએ ઇજ્જતદાર સ્ત્રીઓની આબરૂ લીધી. આ વખતે શિવસિંગ નામના સિપાઇએ શિવાનંદને ખબર કરી કે વહોરાઓએ તોફાન ઊઠાવ્યું છે, ને મોટી કતલ ચલાવી છે; માટે આપણે અહીંથી નાસો. ભય પામી શિવાનંદ તથા વિશ્વાનંદ નાઠા. માડવી આવી શિવાનંદે રાજાને બધી બનેલી હકીકત કહી. પ્રધાન સુખાનંદે રાજા સાથે બેસી વિચાર કર્યો કે એઓને સમજૂત આપી પાછા કાઢવા. આમ સુલેહની વાત થાયછે, એટલે તો બૂમ પડી કે વહોરાઓ અંબામાતાને ઝાંપે આવી પહોંચ્યા છે. પોતાના આગેવાન હાસમ માજરા તથા અસ્માલજી બાંગાની સરદારી નીચે ૭૦૦૦ વહોરાઓ પોતાનાં ખેતીનાં ઓજારો, જેવાં કે કુહાડા, ધારિયાં, વગેરે લઇ આવ્યા હતા.

**સુખાનંદનું મૃત્યુ.** દીન પોકારતા આવેલા વહોરાઓને સમજૂતી આપી પાછા કાઢવાને માડવીના પ્રધાન સુખાનંદ પાલખીમાં બેસી સામા ગયા. તેઓનું અતિ બૂમરાણ તથા ગુસ્સો જોઇ પાલખીના ઊંચકનાર નથવા તથા જોબલાએ ધરડા પ્રધાનને કહ્યું કે 'સાહેબ આમાંથી ઊગરવાનો વખત નથી. આપ કહો, તો આટલા માણસમાંથી સહીસલામત આપને કોઇ બીજે ગામ પહોંચાડીએ.' પણ આ નિમકહલાલ પ્રધાને નાસવાની વાત ન સ્વીકારતાં, સ્વાર થઈ સામા તરવાર ચલાવવાને હિંમત ધરી. પોતાનો ઘોડો મહોલદાર ભૂખણ પાસે મંગાવી તે પર સ્વાર થયો. ઘણીવાર સમજુતીની

વાત ચલાવતાં, તેમજ શ્રમથી પાણીની તરસ લાગવાથી, પોતાની ખીજમતમાં રહેનાર આશારામ નામના આવેલા બ્રાહ્મણને પાણી લેવા મોકલ્યો, એટલામાં એક ફકીર જે દ્દગામાં રહેતો હતો, તેણે સુખાનંદ નજીકમાં હોવાથી લાકડીનો એક ઝપાટો માર્યો. સુખાનંદ મૂર્છિત થઇ ઘોડા પરથી પડી ગયા. પડતાંની સાથેજ બાઇનો હસન નામના ધળાંના વહોરાએ ધારિયું માર્યું; જેથી સુખાનંદનાં ડોકું ને ધડ જૂદાં થઈ ગયાં. *

**હુલ્લડખોર શહેરમાં પ્રવેશ કરેછે, તથા રાજા નાસી જાયછે.** સુખાનંદ પડવાથી તેનાં માણસોએ નાસી જઇ શેહેરમાં ભરાઈ દરવાજા બંધ કરી દીધા. હુલ્લડખોર શેહેરમાં પ્રવેશ ન કરે, તે માટે નિત્યાનંદને ચોકસીપર મૂકયા હતા. બંડખોર એકદમ ધસી આવ્યા. દરવાજા બંધ જોઇ, આજુબાજુથી લાકડાં વગેરે આણી તેની નીસરણી બનાવી કોટપર ચઢી માંહે ઊતર્યા. દરવાનને મારી નાખ્યો ને દરવાજા ઊઘાડયા. નિત્યાનંદ તથા બીજા રક્ષક નાઠા. રાજાને ખબર થવાથી રાજા તથા વિદ્યાનંદ (કામચલાઉ દિવાન) પોતાનાં કુટુંબસહિત હોડીમાં બેસી રતનિયે ગયા. તારીખ ૧૦ જાનેવારી સને ૧૮૧૦.

**સુખાનંદની લાસ.** બીજે દિવસે એટલે તારીખ ૧૧ મી જાનેવારી સને ૧૮૧૦ ને દિવસે માડવીના શેઠિયા નામે કાશી તથા કેશવે વહોરાના અગ્રેસર બાંગા તથા માજરા પાસે જઇ સુખાનંદના રઝળતા મૂડદાને સંચકવાની પરવાનગી માગી; પણ તેઓએ ના કહ્યા પછી, ઘણી ખુશામતથી આપી. તે લઇ સદરહુ શેઠિયા તથા શિવાનંદ વગેરે બીજા લોકો મળી તાપી નદી કીનારે લઇ જઈ તેના મુડદાને અગ્નિસંસ્કાર કર્યો. તારીખ. ૧૧-૧-૧૮૧૦

**રાજાને પકડી કેદ કરે છે.** તારીખ ૧૧મીની સવારે વહોરામાંના કેટલાક રાજાને રતનિયે પકડવા ગયા. પકડનાર એક નિમકહલાલ વહોરો અહેમદ નામે હતો, તેણે અગમચેતી આપી કે

* સુખાનંદના મૃત્યુસ્થળ આગળ તેની નામના રહેવા માટે એક દેહેરી બંધાવેલી છે, તે અદ્યાપિ છે.

તમે જો અહીંથી ડગશો તો કેદ થશો. આ ઝુસ્સો જોઇ વિદાનંદ તથા મલેક અશરફ મદદ મેળવવા સુરત ગયા. રાજા એકલો રહેલો જોઇ વહોરાઓએ કેદ પકડયો અને માડવી લઇ આવી કેદી બનાવ્યો. કેટલાક એમ પણ કહે છે કે કેદી બનાવી બોધાન લઇ ગયા. ગમે તેમ હો, પણ એટલું તો સત્ય છે કે રાજાને પકડી કેદ કર્યો.

**બાંગો તથા માજરો ગાદીએ બેસે છે.** રાજાને કેદ કરી વહોરાઓ તારીખ. ૧૨મી ને દિવસે પીરજાદાની દુવાઈ ફેરવી ગાદીએ બેઠા. ગામ (માડવી)માં લૂટ ચલાવી, લોકોને વટોળ્યા, તથા માર્યા. ઈજતદાર સ્ત્રીઓની લાજ લીધી, બળાત્કારે પૈસા કઢાવ્યા,* વગેરે અનેક દુરાચાર કરી ધમસાણ મચાવી મૂક્યું. અતિ ત્રાસથી કેટલાક ઘરબાર છોડી નાસી ગયા.

અપમાન પામેલા તથા બળાત્કારથી ધર્મ પતિત થયલા કેટલાએક આપઘાત કરી મૂઆં, તથા કેટલાએક તાપી નદીમાં પડી ડૂબી મુઆં. આટલો કેર વર્તાવ્યા છતાં, તે લોહી તરસ્યા વહોરાઓ પોતાના પાપનું પ્રત્યક્ષ ફલ ભોગવવાને આગળ વધી સુરત ગયા. એ ટોળીનો આગેવાન **પીરમ** નામે હતો. પીરજાદાએ એની સાથે પોતાના વિશ્વાસુ મુરીદ એક કોળીને સુરતના કલેકટર મિ. ક્રો ઉપર એક કાગળ લખી આપ્યો હતો. તેમાં લખ્યું હતું કે "અમારાં માણુસો વડોદરે જવાનાં છે, સબબ રૂ. ૩૦૦) આપજો". આથી કલેકટર મિ. ક્રોએ તે કોળીને પકડી કેદ કર્યો. પીરમ તથા તેની સાથેનાં બીજાં માણસોએ સુરતના નવાબ નાસિરૂદ્દીનખાનને કહ્યું કે "બોધાનમાં એક પીરજાદા નામે મીર અબ્દુલ રહેમાન થયા છે, તેમણે દીન કરવા હૂકમ કર્યોછે, ને અમને મોકલ્યાછે. વળી તેઓએ કહ્યું છે કે કુરાનમાં જે આદમનું નામ છે તે હું છું, તેથી મને માનવો, નહિતો સુરતમાંથી જતા રહેવું." તારીખ. ૧૫ મી જાનેવારી સને ૧૮૧૦ બકરી ઈદ.

**દીનનું બીજું જાહેરનામું.** આ અરસામાં એટલે તારીખ

---

*. કહે છે કે એ પૈસા બોધાન મીયાં સાહેબ પાસે મોકલી દીધા હતા, અને મીયાં સાહેબે બોધાનની હાલની જૂની મસજીદ કહેવાય છે, તેમાં દટાવ્યા હતા.

૧૭–૧–૧૮૧૦ ને રોજ સુરતના નવાબ ઉપર એક જાહેરનામું આવ્યું કે "દુનિયાની આખેરીનો ઇમા–ઉલ-દીન ઇયા ઇમામ મહેદી હમણાં જાહેર થયો છે. એ દર્વેશનું નામ આદમ છે. તેનું ફરમાન એવું છે કે શેહેરના સઘળા લોકોએ મુસલમાની ધર્મ કબૂલ કરવો. જો ઇસ્લામ ધર્મ કબૂલ ન કરો, તો શેહેર ખાલી કરી જવું, અગર લઢવા તૈયાર થવું. એ દર્વેશ ચોથા આસમાન ઉપરથી આવ્યો છે, ને તેણે ચાર વેષ ધારણ કર્યા છે; (૧) આદમ, (૨) ઈસા, (૩) મરિયમનો છોકરો, (૪) અહમદ. એ ચારે એ ઠેકાણે આવેલા છે. એમની પાસે તરવાર બંદૂક નથી, પણ એક લાકડી ને રૂમાલ છે. તમે તૈયાર રહેજો." આ જાહેરનામાની એક નકલ સુરતના કાજીએ કલેકટર મિ. ક્રા ઉપર મોકલી એજ વખતમાં રતનિયેથી ઊપડી ગયલા રાજાના દીવાન વિદ્યાનંદ તેમના વકીલ મિ. ધનજીશા મારફતે મિ. ક્રાને મળ્યા, ને બનેલા બનાવથી વાકેફ કર્યા. શેહેરમાં જે ગરબડ સૈયદ પીરમે મચાવી, તેને પકડી કેદ કર્યો.

કલેકટર મિ. ક્રાએ વિદ્યાનંદની અરજ સાંભળ્યા બાદ મદદ બદલ કાંઈક રકમ માગી, ત્યારે વિદ્યાનંદે નીચે મૂજબ એકરાર કરી આપ્યો.

સ્વસ્તિ શ્રી સુરત મધ્યે ઓનરેબલ કંપની બહાદૂરના સરદાર નાથન ક્રાએસ્કવાયર, પ્રતે માડવીના રાજા દુર્જનસિંહ તરફથી લખતંગ મહેતા નિત્યાનંદજી સુખાનંદજી તથા વિદ્યાનંદજી સુખાનંદજી તથા શિવાનંદજી આત્મારામજી (ના સલામ).

વિશેષ જણાવવા કે હાંસલકે ઔધાનનો રહેનાર ફકીર અબદુલ રહેમાન મુસલમાની ધર્મની ઝનૂન પેદા કરી બળવાની ઉશ્કેરણી કરે છે, અને આજુ બાજુનાં પ્રગણામાંથી મુસલમાન, વહોરા, વગેરે એકઠા કરેછે. તેણે ઇસ્લામનો વાવટો ચઢાવી માડવીનો કબજો લીધો છે, તેણે અમારાં અને રૈયતનાં ઘરો બાળી નાખ્યાં છે, અને રાજાના ખજાનામાંથી લાખો રૂપિયા લૂટી લીધા છે. રૈયતના ઘરેણાં તથા રોકડ મળી લાખો રૂપિયાની લૂટ કરી છે. ટૂંકામાં મુસ-

લમાનોએ અન્યાયથી અમારૂં પરગણું છીનવી લીધું છે. અમારા લશ્કરમાં તેના ધર્મના જે લોકો હતા તે લોકો આ ધર્મ ઝનૂનીઓ સાથે મળી ગયા છે, તથા રાજા પોતે પ્રતિબંધમાં છે. સદરહુ માટે અમે તમારી દોસ્તીમાં દાખલ થઇ કરાર કરી માગીએ છીએ કે ઑનરેબલ કંપનીના લશ્કરની એક ટૂકડી મોકલી માડવીનો કબજો પાછો લઇ અમારૂં રાજ્ય સ્થાપન કરાવી આપવા મહેરબાની કરશો. એ લશ્કર મોકલવામાં જે ખર્ચ થશે તે, અમને કબજો મળ્યા પછી, અમે આપીશું. જો આ ખર્ચ આપવાનો સંતોષકારક જવાબ અમે ન આપીએ, તો અમારા રાજ્યનું વસૂલ તેને માટે જવાબદાર થશે. ઉપર પ્રમાણે ખર્ચ આપીશું તથા તે સિવાય આ કામમાં આપને તસ્દી પડશે તેના બદલામાં, માડવી પ્રગણાની પેદાશમાંથી તથા પારડી પ્રગણાનાં પાંચ ગામ; પારડી, ઉદવાડા, કોલક, બાલદા, અને સુકેશની પેદાશમાંથી, તથા જાગીરી ગામોની પેદાશમાંથી જેટલી ઊપજ અમને મળે છે, તેમાંથી દર રૂપિયે છ આનીનો હિસ્સો અમે ઑનરેબલ કંપનીને કરી આપીએ છીએ. છ આની જતાં બાકીનો દશ આની હિસ્સો રાજાને રહેશે. આ પ્રમાણે પડેલા ભાગો હમેશ કાયમ રહેશે. અમે આશા રાખીએ છીએ કે, કંપની બહાદૂર અમારી વઝારત પોતાના રક્ષણ હેઠળ લેશે, અને ભવિષ્યમાં રાજાને પોતાના રાજ્યમાં કાયમ રાખશે. વધારે બંદોબસ્તને માટે ૨૫ સિપાઇની એક ટૂકડી માડવીમાં રાખવી જોઇએ, એમ અમારી માગણી છે. તેનો ખર્ચ પણ અમે આપીશું. આ લખાણ અમે અમારી સહીઓ કરી આપને આપ્યું છે.

મિતી પૌષ શુદ ૧૩ ગુરૂવાર સંવત ૧૮૬૬ તા. ૧૮ જાન્યુઆરી ઈ. સ. ૧૮૧૦

(સહી) રાજા દુર્જનસિંગ.

ઉપર પ્રમાણે વિદ્યાનંદે કબૂલાત આપવાથી કલેક્ટર મિ. ક્રોએ મદદે લશ્કર મોકલ્યું.

**અંગ્રેજી લશ્કર બોધાન જાયછે.** મિ. ક્રોએ રાયલ એનેડિયરની

બે ટૂકડી મિ. ક્રોલના ઉપરીપણા નીચે મોકલી. આ બે ટૂકડી મળી આઠ હજાર (૫૦૦૦ પાયદળ તથા ૩૦૦૦ સ્વાર) માણસ હતાં. સ્વાર ટૂકડીનું અધિપતિપણું મિ. ક્રોલે પોતે લઈ ધનજીશા સાથે ધળાંને માર્ગે કૂચ કરી; તથા ૫૬ મી પલટણની પાયદળ ટૂકડીનું અધિપતિપણું મિ. કનિંગહામને સોંપી તેને સામે કાંઠે ગળતેશ્વરને માર્ગે જવાને ફરમાવ્યું.

અંગ્રેજી લસ્કરની સ્વાર ટૂકડી ધજે આવી ચૂકી છે, એવી ખબર જાસુસોએ સવારમાં મસ્જીદમાં નમાજ પઢતા વહોરા લોકોને આપી ધર્મચુસ્ત વહોરા ક્રોધાયમાન થઈ સામા દોડી ગયા, ને ઉમરા કોતરડી આગળ લસ્કર સામા થઇ ગયા. રાજાના વકીલ ધનજીશાએ લસ્કરની મદદથી ધર્મ ચલાવનાર અબદુલ રહેમાનને તેના રક્ષણ અર્થે રહેલાં ૨૦૦ માણસ સહિત પકડયો કે શરણ થવાને કહ્યું; પણ તેણે ના કહી આ પ્રમાણે ધનજીશાએ ફરજ પાડવાથી અને અબદુલ રહેમાને ના કહેવાથી સામ સામાં ઝપાઝપી થઇ, તેમાં ધનજીશા* તથા એની સાથે બ્રિજલાલ† ભાડેલો હતો તે પણ માર્યા ગયા. આ લઢાઇમાં કેટલાક આરબ તથા વહોરાના માણસો, તથા અબદુલ રહેમાન જાતે, તથા બન્ને પક્ષનાં બીજાં કેટલાંક માણસ માર્યાં ગયાં ને કેટલાંક નાસી ગયાં. નાઠેલાંમાંના કેટલાંક મસ્જીદમાંનો ખજાનો લઈ ગયાં.

**બીજી ટૂકડી આવી પહોંચેછે.**—સામસામાં ઝપાઝપી ચાલે છે, એટલામાં પાયદળ ટૂકડી જે કે સામા કાંઠાને માર્ગે આવવા નીકળી હતી તે આવી પહોંચી.

મારામારી થતી જોઈ બે ટૂકડીએ તોપ છોડી, તેથી ગામમાં આગ લાગી. બે ટૂકડી એક થઇ જવાથી માણસનો જમાવ વધારે જોઇ, વહોરા લોકો જીવ લઇ નાઠા. બૈધાનમાં લઢાઇની સમાપ્તિ

* ધનજીશા મરવાથી તેના કુટુંબના પોષણ અર્થે કમળાપોર ગામ જાગીરીમાં આપેલુંછે.

† બ્રીજલાલના મૃત્યુથી તેની ઓરતે અંગ્રેજ સરકારને પોતાની ખરી હકીકત બતાવી પેનશન મેળવ્યું છે, ને આજ [illegible] છે.

થઇ ને શાંતિ પસરી. અહીં પૂરી સમાધાની કરી અંગ્રેજી લશ્કર માડવી આવ્યું. તારીખ. ૨૫—૧—૧૮૧૦.

**બાંગા તથા માજરાનો માંડવીમાં રાજકારભાર.** રાજા દુર્જનસિંહને પકડી કેદ કર્યા પછી, બાંગો તથા માજરો પોતાના પીરજાદાની દુવાઇ ફેરવી ગાદીએ બેઠા. ત્યાર પછી તા. ૧૫-૧-૧૮૧૦ ને રોજ પોતાના મોટા તહેવાર એટલે બકરીઇદને દિવસે મોટી ધામધૂમથી સ્વારી કાઢી, હાથી ઉપર પોતે બિરાજી ઈદગાએ નિમાજ પઢવા ગયા, ને રાજ્યનો લાવો લીધો. બડા ઠાઠમાઠથી ને મોઝમઝાહથી રાજ કારભાર કરેછે, એટલે તા૦ ૨૪—૧—૧૮૧૦ ને દિવસે ખબર મળી કે બોધાનમાં લશ્કર આવી ચૂક્યુંછે, ગામ બાળી નાખ્યું છે, ને લોકોને મારી નાખ્યા છે. આ ભયંકર ખબર સાંભળતાંજ રાજપાટ છોડી, સૌ જ્યાંનું ત્યાં પડતું મેલી જીવ લઇ નાઠા.

**અંગ્રેજી લશ્કર માડવીમાં આવી રાજાને ગાદીએ બેસાડે છે.** લશ્કરે આવી માડવીમાં સમાધાની કરી. રાજાને (બોધાનથી યા માડવીમાંથી) શોધી કાઢી તારીખ. ૨૮—૪—૧૮૧૦ ને રોજ કંપની સરકારે ગાદીએ બેસાડ્યા. એટલા બે માસના અંધેરના સમયમાં લોકો ભારે ગમગીનીમાં રહ્યા.

**બંડખોર બાંગા તથા માજરાનું પકડાવું.** લશ્કર આવવાની ભીતિથી નાઠેલા બાંગો તથા માજરો નાસીને કહોર ગયા. કહેાેરના હાકેમે પકડી તેને માડવીના રાજા પાસે મોકલી દીધા. રાજાએ તેમને દેહાંતદંડની શિક્ષા કીધી.

**બંડખોર ઇસપજીનું પકડાવું.** આગળ કહેવામાં આવ્યું છે કે બોધાનની જૂની મસજીદમાંથી પૈસા કાઢી લઈ કેટલાક નાઠેલા, તેમાં એક ઈસપજી નામનો મોટો બંડખોર લૂટારો હતો. તેણે રૂપિયા તથા ઝવેરાત વગેરે કાઢી તેની ગુણ બાંધી ઊંટપર લાદી કૂચ કરી હતી. તે નાસતો નાસતો નાદોદ પરગણાના મહેવાસી ગામ વાડીમાં ગયો. તે વખત તેની સાથે ૭ માણસ હતાં. વાડીના વસાવા

રાયસિંગ સાથે ઈસપજીને ઘણી પ્રીતિ હતી. છતાં પણ આ બારીક મામલામાં મદદ ન આપતાં, તે આઠે જણને પકડી માડવીના રાજા પાસે મોકલી દીધાં. રાજાએ તે આઠે જણને તોપને મોઢે બાંધી ઊડાડી દીધા, તથા વેર ભાવથી બોધાનની મસ્જીદમાં બે તોપો મરાવી વેરનો બદલો લીધો.

બોધાન જે ઉજ્જડ પડી ગયું હતું, તે પણ ધીમે ધીમે વસ્તીમાં આબાદ થવા માડયું. માડવીમાં પણ આબાદી થવા માડી. એ પ્રમાણે બધે શાંતિ પસરી; ને રાજાએ સમાધાનીથી રાજ ચલાવ્યું.

રાજ્યમાં સમાધાની થયા પછી રાજા દુર્જનસિંહને પોતાની આગલી કબૂલાત જોતાં, પેશ્વાના ભાગ સહિત કંપની સરકારને છ આની હિસ્સો અપાયલો માલમ પડયો, તેથી પેશ્વાની પેદાશની છ આનીને બદલે રૂ. ૬૦,૦૦૦ ની વાર્ષિક ખંડણી આપવાનો બીજો કરાર નીચે મૂજબ કરી આપ્યો.

સરકાર ઓનરેબલ કંપની બહાદૂરના **નાથન** ક્રો એરકવાયર,
સુરતના સરદાર.

માડવીના રાજા દુર્જનસિંહ તરફથી અમે વજીર નિત્યાનંદજી સુખાનંદજી, તા. વિદ્યાનંદજી સુખાનંદજી તા. મેહેતા શિવાનંદજી આત્મારામજી લખી આપીએ છીએ કે માડવી પ્રગણું તથા કિલ્લે પારડીના પાંચ ગામોની કુલ ઊપજમાંથી દર રૂપિયે છ આની આપવાનો કરાર અમે કરી આપ્યો છે, જેના ઉપર તારીખ ૧૭* જાનેવારી સને ૧૮૧૦ ની તારીખ છે, ને જે તારીખ પોષ શુદ ૧૩ સંવત્ ૧૮૬૬ ને મળતી છે. પેશ્વાનો જે ભાગ હતો તે સાથે આપનો છ આની ભાગ જે ઓનરેબલ કંપનીને તેમના ચોપડામાં દાખલ કરી આપી દેવામાં આવ્યો છે, એના બદલામાં અમે રૂ. ૬૦,૦૦૦ નો આંકડો મુકરર કરીએ છીએ; જે આંકડો ચાલુ સ-

---

* અહીં તારીખ ૧૭ લખી છે ને પાછળ ૧૮ લખી છે, મિતિ તુજ છે. તારીખ કઈ તે સમજાતું નથી.

ગસાલથી આપ કહેશો તે મૂજબ કિસ્તબંધીથી અગર હપતાથી દર સાલ ભરૂચી અગર પ્રગણા ચલણી સિક્કામાં અમે આપતા જઇશું આ લખ્યું ખરેખરૂં છે. સંવત ૧૮૬૬ ફાગણ શુદ ૬ રવિવાર મળતી તારીખ ૧૧ મી માર્ચ સને ૧૮૧૦

સાક્ષી (સહી) મહારાણા દુર્જનસિંહજી ઉપર લખ્યા પ્રમાણે કબૂલ મંજૂર.

(સહી) રાવલ ખુશાલ

બાવાજી ખુશાલસીંગ.

નિત્યાનંદજી કબૂલ મંજૂર દા. વિદ્યાનંદ.

વિદ્યાનંદજી સુખાનંદજી ઉપર લખ્યા પ્રમાણે કબૂલ મંજૂર.

શિવાનંદ આત્મારામ ઉપર લખ્યા પ્રમાણે કબૂલ મંજૂર.

ઉપરના લખાણમાં જે રૂપિયા બતાવ્યા છે, તેની કિસ્તબંધી અથવા હપતા ઠરાવી કબૂલ થઇએ છીએ કે તે રૂપિયા દર મહિને (પાંચ હજાર) ૫૦૦૦ પ્રમાણે અમે દર સાલ ઓનરેબલ કંપની બહાદૂરની સરકારમાં આપતા જઈશું.

(સહી) નિત્યાનંદભાઇ સુખાનંદ ઉપર લખ્યા પ્રમાણે કબૂલ મંજૂર
વિદ્યાનંદ સુખાનંદજી કબૂલ મંજૂર દા. નિત્યાનંદ મહેતા
શિવાનંદ આત્મારામ કબૂલ મંજૂર.

એ રાજાને અમરબા, રૂપબા, તેજબા, માનબા નામની ચાર રાણીઓ હતી.

**કારભારીઓ.** સુખાનંદ ગૂજરી ગયા પછી વિદ્યાનંદ, રણછોડજી, હરિભાઈ, ભટ શિવશંકર, નાગેશ્વર, હરદેવ ઓઝા, વિશ્વાનંદ, વગેરે.

**બંડમાં મરણ પામેલાના વારસોને અપાયલી જાગીર.** સુખાનંદ મરવાથી તેના વારસોને રૂપિયા પાંચેક હજારની જાગીરી કરી આપી.

ધનજીશાનાં મૃત્યુથી તેના કુટુંબના પોષણ અર્થે કમળાપોર ગામ જાગીરીમાં આપ્યું. એ ગામ સંવત્ ૧૯૨૮ (ઈ. સ. ૧૮૭૨)

સુધી તેના વંશમાં રાખી ખાલસા કીધું.

**બક્ષીસ અપાયલું ગામ.** સંવત્ ૧૮૫૯ માં (ઈ. સ. ૧૮૦૩) મોજે કરકા ગામ કસ્બે મરોલીના બારોટ ભીખજી બજુને ઈનામ ખાતે આપ્યું છે, જેના વંશજે હાલે સુધી ખાય છે. આ ગામ વંશપરંપરા છે.

**ગામની સ્થિતિ.** સંવત્ ૧૭૪૭ (ઇ. સ. ૧૬૯૧)માં મોટો દુકાળ પડયો; તથા સંવત્ ૧૭૫૩ [ઇ. સ. ૧૬૯૭] માં મોટી રેલ આવી હતી, જે ઘણી નુકસાનકારક હતી.

**રાજાનું મૃત્યુ.** સંવત્ ૧૮૭૧ ( ઇ. સ. ૧૮૧૫ ) માં રાજા દુર્જનસિંહ બીજા ગુજરી ગયા.

સિક્કાની નકલ.







## महाराणा श्री हमीरसिंहजी.

આ રાજા, જેસિંગજીથી ચોથી પેઢીએ ચંદ્રસિંગજીનો દીકરો થાય, માટે મરહુમ દુર્જનસિંહ બીજા નિર્વંશ હોવાથી પાટે બેઠા. ઇ. સ. ૧૮૧૫ (સં ૧૮૭૧). એ રાજાના લેખ સંવત્ ૧૮૭૩ થી સંવત ૧૮૮૮ સુધીના જડે છે. એઓ પોતાના બાપીકા ગરાસ રૂ. ૧૫૦૦૦ સાથે ગાદીપર બેઠા.

આ વખતે પેશ્વા અને અંગ્રેજ સરકારને લઢાઇ ચાલતી હતી, તેનો લાભ લઈ તેના બદસલાહકાર કારભારીઓએ પેશ્વાનો પક્ષ

અંગીકાર કરવાને સલાહ આપી. પરંતુ બાજીરાવ પેશ્વાની હાર થવાથી અને માડવીના રાજાએ બ્રિટિશ સરકારની વફાદારી તોડવાથી, માડવી ખાલસા કરી બ્રિટિશ મુલકમાં જોડી દેવાની ધારણાએ બ્રિટિશ સરકાર માડવી આવી પહોંચ્યા. એટલામાં રાજાના વિચાર ફરી ગયા, અને ઈ. સ. ૧૮૧૮ માં બ્રિટિશ સરકારને નીચે મૂજબ એકરાર કરી આપ્યો.

## શ્રીગણેશાયનમઃ

### કલમ ૧ લી.

મારા દરબારમાંના તથા કારભારીમાંના કેટલાએક માણસોએ ઑનરેબલ કંપનીના રાજ્ય વિરૂદ્ધ કેટલીક ખટપટની યુકિતઓ કરી હતી. તે ઉપરથી મેં તેમને બરતર્ફ કર્યાછે, અને મારા વિશ્વાસુમાંથી અને નોકરોમાંથી કાઢી મૂક્યા છે. તેઓને ખાનગી અથવા જાહેર રીતે હું પાછા મારા વિશ્વાસુ તરીકે અથવા કારભારમાં રાખીશ નહિ. વળી હું વધારે લખી આપુંછું કે, ઑનરેબલ કંપની સરકાર બહાદૂરના જે લોક દુસ્મન હશે, અથવા ખરાબ ચહાનાર હશે, તેવા લોકને હું મારી નોકરીમાં અથવા ભરોસામાં રાખીશ નહિ.

### કલમ ૨ જી.

માડવીનો કારભાર ચલાવવાનું જે મુકરર કરવામાં આવે, તેમાં કંઈ ફેરફાર કરવામાં આવશે નહિ; અને ઓનરેબલ કંપની સરકારની મરજી અગર પસંદગી સિવાય કોઈ કારભારી વગેરે કાઢી મૂકવા અથવા કાઢી મુકેલાને પાછા રાખવામાં આવશે નહિ. આવો કાંઇ અમલ એકદમ કરવો હશે તો [ અને તેની જરૂર હશે તો ] ઓનરેબલ કંપની સરકારની મંજૂરી અથવા પસંદગી પ્રથમથી મેળવીને પછી તે કરીશું. વળી ઑનરેબલ કંપની સરકારની પૂર્ણ સંમતિ તથા મંજૂરી સિવાય હું બીજી રીતે ચાલીશ નહિ.

આ દસ્તાવેજ મેં માડવીમાં મારી સહી તથા સિક્કો કરી કરી આપ્યો છે, અને લખી આપું છું કે તે મને કબૂલ મંજૂર છે.

સંવત્ ૧૮૭૪ ના વૈશાખ વદ ૧ ગુરૂવાર, મળતી તારીખ ૨૧ મે સને ૧૮૧૮.

સાક્ષી. (સહી) મહારાણા હમીરસિંહજી.

(સહી) મહીડા જયસિંગ બાવા.
રાવલ ખુશાલસિંગજી.
સુરતીઆ ચંદ્રસિંગજી.
સુરતીઆ ગુમાનસિંગજી.

એણે ૨૦ વર્ષ રાજ કર્યું. સંવત્ ૧૮૯૦ મહા શુદ ૫-૪. સ. ૧૮૩૪ ફેબ્રુઆરી માસની તારીખ ૧૩ મીએ ગૂજરી ગયા. એ ધાર્મિક હતા. નાશિક, દ્વારિકા, વગેરે ઠેકાણે જાત્રા કરી હતી. તેમજ મરહૂમ દુર્જનસિંહ બીજાની ધણીઆણી જાત્રા જતાં રસ્તે મરણ પામવાથી, તેની ઉત્તરક્રિયા યથાવિધિ દ્વારિકામાં કરી ઘણો પૈસો ધર્મ કર્યો હતો.

**રાજાના મૃત્યુ વિષે સંશય.** એને બે રાણી હતી. (૧) પ્રતાપકુંવર, (૨) સૂરજકુંવર. આ બે રાણીઓ ઘણી ખૂબસુરત હતી, તેમજ પ્રતાપકુંવર પુત્રવતી હતી; છતાં રાજા વિષય લાલસાના મોહથી કોઇ ભકતાણી નામની ગણિકા ઉપર તથા તે (ભકતાણી) ની પંદર વર્ષની યુવાવસ્થામાં આવેલી છોકરી ઉપર મોહિત થયો. આથી પુત્રવતી રાણી પ્રતાપકુંવર ખેદયુક્ત થઇ, પોતાના પુત્ર વજેસિંહજીને ગાદી મળવામાં કંઈ વિઘ્ન થશે, અથવા રાજાની પ્રીતિ ઓછી થતી જશે, એમ સમજી રાજાને કાળ સ્વાધીન કરવાને તત્પર થઇ રહી હતી. એવામાં દૈવયોગે રાજાનું એકાએક મૃત્યુ થયું. તેથી લોકોને સંશય રહે છે કે પાણી અથવા રસોઇમાં, કે કાંઇ મેવા, મીઠાઇ, પાક, વગેરેમાં ઝેર ખવડાવી મારી નાખ્યો હશે.

**કારભારી.** વિદ્યાનંદ, કેશરીસિંગ, કુશળસિંગ, વગેરે બીજા કારભારી હતા.

સિક્કાની નકલ.










## महाराणा श्री वजेसिंहजी बीजा.

ઈ. સ. ૧૮૩૪ ફેબ્રુઆરી તારીખ ૧૩, સંવત્ ૧૮૯૦ મહા શુદ ૫. મરહુમ હમીરસિંહ પછી તેના દીકરા વજેસિંહજી ગાદીએ બેઠા. એના સંવત્ ૧૮૯૦ થી ૧૮૯૪ સૂધીના કરેલા લેખો જડેછે. એની કારકીર્દીમાં જાણવા જોગ હેવાલ નથી. ન્હાનપણમાં ભક્તિભાવમાં ઢળી ઉમ્મરે પહોંચતાં વિષયને આધીન થઇ બદફેલીમાં પડયો. "બૂરા કર્મનું બૂરૂં ફળ," એ કહેવત પ્રમાણે એનું મૃત્યુ પણ બહુ આકસ્મિક અને ભયંકર થયું; તે એવું કે દીવાળીના હંગામમાં આતશબાજી ખેલતાં છછુંદરનો તણખો દારૂખાનામાં જઇ પડવાથી એકાએક દારૂખાનું સળગ્યું, તેના જોસથી હવેલીનું ધાબું સામે કાંઠે જઇ પડયું. રાજા અને મીજલશમાં બેઠેલા કેટલાક માણસ દાઝયા. રાજાને વિશેષ આંચ લાગી જવાથી એક દિવસ જીવી સંવત્ ૧૮૯૫ના કારતક શુદ ૧, તારીખ ૧૯ અકટોબર સને ૧૮૩૮ કાળાધીન થયો. અહીંથીજ માડવીના દેશી રાજ્યનો સૂર્ય હમેશને માટે અસ્ત થયો.

**રાજાનું મોહાંધપણું ને નિર્દયતાનાં કૃત્ય.** એને ધનકુંવર, સરદાર કુંવર, વખતકુંવર, ચંદ્રકુંવર, એ ચાર રાણીઓ હતી. પો-

તાના રણવાસ સહિત સિંહસ્થના વર્ષમાં બોધાનની જાત્રા ગયા હતા, ત્યાં ધનકુંવરના પર જારકર્મનો દોષ મૂકી તેનું નાક કપાવી નાખી, તેને બંધીખાને નાખી: તેમજ બીજી રાણી સરદારકુંવરને પણ એવો આરોપ મૂકી મારી નાખવાનો વિચાર કીધો. આ વેળા રાજાને પોતાની માએ કહ્યું કે "એને હમેલ છે; માટે મારવી નહિ." છતાં ન માની બે વાર અફીણ પાયું; પણ તેની અસર ન જણાયાથી ફરી ત્રીજીવાર સોમલ પાયો, જેથી તે બાઇ તરતજ મોતને સ્વાધીન થઇ. પછી રાજા માડવી આવ્યો.

**ધનકુંવરનું કેદમાંથી નાસવું.** ધનકુંવર કેદમાં હતી, તેને લેવા માટે ડભોલીથી તેનો ભાઇ જેસિંગ તથા રાજા (વજેસિંહજી) નો ખવાસ બીજાં ૫૦ માણસો સાથે લઇ શ્રાવણ માસમાં આવી વરજાખણમાં મૂકામ કર્યો. રાતના તરાપા બાંધી માડવી આવ્યા. બારી ઓવારાથી આવી, જ્યાં રાણીને કેદ કરી હતી ત્યાં ગયા; ને પાછલે બારણે સણુંગ મૂકી અંદર ખુશાલસિંગ નામનો ઠાકોર હતો તેણે પ્રવેશ કર્યો, ને રાણીને બહાર કાઢી લઇ ચાલતા થયા. રસ્તે ચાલતાં કડોદમાં મૂકામ કર્યો. ત્યાં રાજાનો એક ખાસ માણસ હતો, તેને ત્યાં જઈ ધનકુંવરે તથા તેના ભાઇ જેસિંગે ધનકુંવરને હમેલ છે, તે વાતની પાકી ખાતરી કરી આપી બધાં ડભોલી ગયાં. બીજે દિવસે રાજાને ખબર થઇ કે ડભોલીથી માણસો આવી ખાતર પાડી રાણીને લઈ ગયા.

**જીતસિંહજી (વજેસિંહજીના દીકરા) નો જન્મ.** ધનકુંવરને પૂરે માસે દીકરો સાંપડ્યો. તેની વધાઇ વહેંચવાને ખુશાલસિંગ ડભોઇથી ઉપડી સુરતથી ખાંડની ગુણ ભરી માડવી આવ્યો. પોતાની ઘોડીપર તે ગુણ નાખી, બોઢાણીએ દરવાજેથી મૂઠે મૂઠે ખાંડ વહેંચતો વહેંચતો દરબારમાં આવ્યો, ને ત્યાં પણ વહેંચી. રાજાને આ વાતની ખબર પડતાં પૂછ્યું કે, "તું કોણછે ; શા વાસ્તે ખાંડ વહેંચે છે?" જવાબ દીધો કે, "આપને ત્યાં કુંવર અવતર્યો તેની વધાઇ વહેંચું છું." રાજાએ ગુસ્સે થઇ પકડવાને હૂકમ કર્યો; પણ ખુશા-

લસિંગ રેણુ દરબારમાંજ નાખી ઘોડે બેસી પોતાને ગામ જતો રહ્યો.

**રાજાનું મૃત્યુ.** આ વખતે નવી રાણી વખતકુંવર યુવાવસ્થામાં હતી, તેના સંગથી રાજા અતિ બદફેલીમાં પડયો. પનઘટપર એકથંભો મેહેલ હતો, તેમાં બેસી જળ ભરવા આવતી સ્ત્રીઓની લાજ લૂટવા મંડયો. આ દુષ્ટ કર્મથી લોકો ત્રાહિ ત્રાહિ પોકારતા ને છૂટકો ઇચ્છતા. લોકોના શાપનાં વચન ઈશ્વરે ફળીભૂત કર્યાં, ને એકાએક દુષ્કર્મનું ફળ ચખાડી તેને કાળાધીન કરી દીધો. તા. ૧૯ અકટોબર સને ૧૮૩૮, સંવત્ ૧૮૯૫ કાર્તિક શુદ ૨.

સિક્કાની નકલ.




## जप्तीनी हकीकत इ. स. १८३८ ना अकटोबर.

રાજા વજેસિંહના મૃત્યુ પછી ગાદી લાયક પુખ્ત ઉમ્મરનો રાજકુંવર ન હોવાથી અંગ્રેજ સરકારે આ રાજ્ય એકદમ જપ્ત કરી દીધું. બાદ પાંચ દિવસ પછી એટલે સંવત્ ૧૮૯૫ ના કારતક શુદ ૭ ને દિવસે રાણી શ્રી વખતકુંવરને દીકરો સાંપડયો. એનું નામ દુર્જનસિંહ પાડયું. એ બાળ રાજા તથા અંગ્રેજ સરકારના મોકલેલા જપ્તીના કારભારીઓ મળી બધો રાજકારભાર ચલાવ્યો, જેના રાજકારભારની ખાતરીમાં તેના કરી આપેલા લેખનો સિક્કો હેઠે આપવામાં આવ્યો છે. એ બાળરાજા ૧૩ માસ જીવી સંવત્ ૧૮૯૬ ના માગશર શુદ ૭ ગુજરી ગયો. તા. ૧૩-૧૨-૧૮૩૯

**રાજગાદીનો વાંધો**—બાળરાજા દુર્જનસિંહ મરવાથી તેની

ગાદીને માટે જીતસિંગજી હૈયાત છતાં, અંગ્રેજ સરકારે તે વખત હૈયાત રહેલી રાણીઓને જીતસિંગજીને ગાદી આપવા માટે ખૂશી પૂછાવી. આ વખતે રાણી પ્રતાપકુંવર, જે રાજા વજેસિંહજીનાં મા હતાં, તેણે કહ્યું કે "અમારે કોઈ દત્તક લેવાની ખુશી નથી. મારી દીકરી નામે પ્રભાતકુંવરી છે, તેને રાજ આપો." સરકારે જવાબ આપ્યો કે "તમારે દત્તક લેવાની ખૂશી નથી, તો અમે દીકરીને રાજ આપતા નથી; કેમકે હિંદુ રાજાઓમાં દીકરીએ રાજ કર્યું નથી; તેમ તમારી પેઢીમાં પણ દીકરીને રાજ અપાયલું નથી." જીતસિંગજીને ગાદીની માલીકી આપવા માટે સરકારથી તજવીજ થતાં, હૈયાત રહેલી રાણી પ્રતાપકુંવર, તથા વખતકુંવર, તથા ચંદ્રકુંવર, એઓએ, 'જીતસિંગજી ખરૂં રાજબીજ નથી; તેમજ ધનકુંવરને રાજાએ ત્યાગ કીધી ત્યાર પછીથી થયલું ફરજંદ છે,' એમ બતાવી માડવીના રાજ્યને ઊંધું માર્યું. હવે સરકારે પોતાની જપ્તી બહાલ રાખી.

રાણી પ્રતાપકુંવર રાજ માટે તથા ગરાસ માટે પોતાની દલીલ બતાવવા માટે મુંબઇ ગઈ હતી, પણ તેમાં નિષ્ફળ ગઇ. સરકારે ઈ. સ. ૧૮૪૮ના મે માસની તારીખ ૧લી થી રાજ ખાલસા કર્યું.

**રાજકુળની જીવાઇ.** ઇ. સ. ૧૮૪૮ માં રાજ્ય ખાલસા થયા પછી પણ પ્રતાપકુંવરે પોતાની તકરાર જારી રાખી હતી. એ તકરારમાં ને તકરારમાં પ્રતાપકુંવર ઇ. સ. ૧૮૪૯ માં મુંબઇમાં ગીરગામમાં ગૂજરી ગયાં; ને રાણી શ્રી ધનકુંવર ઇ. સ. ૧૮૫૦ જાનેવારીમાં ગુજરી ગયાં.

હૈયાત રહેલી રાણી વખતકુંવરને તેના પોષણ અર્થે નંદપોર, બોરી, ખરેલી, એ ગામો જાગીરીમાં હૈયાતી સૂધી આપેલાં તથા દર માસે રૂ. ૩૦૦) પેનશન તરીકે મળતા. એણે ઈ. સ. ૧૮૮૦ માં કાશીની જાતરા કરી હતી. તારીખ ૨૬ મી જાનેવારી ઇ. સ. ૧૮૮૨ માં માડવીમાં ગૂજરી ગયાં. બીજી હૈયાત રહેલી રાણી ચંદ્રકુંવરને પોષણ અર્થે કેટલીક જમીન તેની હૈયાતી સૂધી અપાયલી છે, ને દરમાસે રૂ. ૧૨૫) પેનશન તરીકે હાલ મળે છે.

પ્રતાપકુંવરના મરણ પછી રાણી ધનકુંવરના દીકરા જીતસિંહજીએ ગાદી લેવા માટે કજીઓ જારી રાખ્યો હતો. પરંતુ તે ટંટાનો નીકાલ થતા અવલજ સંવત્ ૧૯૧૮ ના ભાદરવા શુદ ૧૪, સુરતમાં ગુજરી ગયા. ત્યાર પછી તેની રાણી માનકુંવરને દરમાસે રૂ. ૩૦) પેનશન કરી આપેલું, જે વખતકુંવરના મૃત્યુ સુધી તે મુજબ ચાલ્યું. બાદ તેણે પોતાની સાસુની જગ્યાનો દાવો બાંધવાથી સરકારે ઈ. સ. ૧૮૮૨ માં નંદપોર, બોરી, ખરોલી ગામ ખાલસા કરી માનકુંવરને દરમાસે રૂ. ૧૦૦) પેનશન તરીકે આપવાના ઠરાવ્યા. તે અદ્યાપિ માડવીમાં રહી ખાય છે.

સિક્કાની નકલ.




———ooo———

## ભાગ ૨ જો.

### માડવી તાલુકાને લગતી કંઇક ભૂગોળ.

એ તાલુકાની ઉત્તરે ગાયકવાડી વસરાવી તથા વેળાછા પ્રગણાં; દક્ષિણે તાપી નદી, તથા ગાયકવાડી વ્યારા પ્રગણું, તથા બારડોલી તાલુકાનો ભાગ, તથા ટિંબા પ્રગણું; પૂર્વે ગાયકવાડ સરકારનું નાનછલ પ્રગણું, તથા પંચમોલી, અને સોનગઢ. પશ્ચિમે ગાયકવાડ તાબાનાં ધળાં, કઠોર, કામરેજ, તથા વસરાવી પ્રગણાં; અગ્નિકોણપર રાજપીપળાની હદ આવેલી છે.

**ક્ષેત્રફળ.** *સન ૧૫૭૬ માં અકબરશાહના વખતમાં રાજા ટોડરમલે માપણી કરેલી, તે વખતે ૪૪,૮૬૧ વીંઘાં જમીન હતી; તથા ઊપજ ૧,૨૨,૭૯૫ અકબરી દામની હતી. જ્યારે સન ૧૮૪૮ માં ખાલસા થયું, ત્યારે વીંઘાં ૧,૨૪,૦૫૧ તથા રૂ. ૭૨૭૪૦-૦-૦ ની ઊપજ હતી. એ વખત એની પૂર્વ પશ્ચિમ લંબાઇ માઇલ ૩૩, તથા ઉત્તર દક્ષિણ પહોળાઇ માઇલ ૨૨ાા હતી.

હાલની સર્વે માપણીમાં જમીન ૧,૭૯,૨૮૯ એકર છે; તથા ઊપજ રૂ. ૧,૯૫,૧૩૧-૦-૦ ની છે. એના સમચોરસ માઇલ ૨૭૯૮ છે.

**ગામો.** એમાં ૧૬૩ ગામ છે. તેમાં ખાલસા ગામ ૧૩૦ાા છે; વસ્તીવાળાં ગામ ૧૨૧ાા છે; તથા ઉજ્જડ ગામ ૯ છે. ઇનામી ૧૦ાા છે, તે વસ્તીવાળાં છે. પીપરીઆ ગામ શરાકતી, એટલે સરકાર તથા જાગીરદાર વચ્ચે અર્ધું અર્ધું ભાગિયા છે, તેથી સરકારી તથા ઇનામીમાં અર્ધું અર્ધું ગણ્યું છે. ફોરેસ્ટ ખાતામાં નીમાયલાં ગામ ૨૨ છે, તેમાં વસ્તીવાળાં ૭ તથા ઉજ્જડ ગામ ૧૫ છે. ગામોની યાદી તપસીલવાર પાછળ આપી છે.

---

* અકબરના ફારસી ઇતિહાસમાં, શેહેર માડવી એવું નામ લખી એનાં વીંઘાં મૂકેલાં છે.

**વસ્તી તથા જાત.** સન ૧૮૮૧ ની ગણતરી પ્રમાણે ૫૦૭૪૦ માણસની વસ્તી છે. નીચે મૂજબની જાતો આ તાલુકામાં વસે છે;—બ્રાહ્મણ, વાણિયા, રજપૂત, ગામતા, ભીલ, ચોધરા, દૂબળા, મોચી, ઘાંચી, કોળી, કણબી, કાછીઆ, કુંભાર, લુહાર, સઈ (દરજી), સલાટ, પારસી, વહોરા, મુસલમાન, વગેરે. ઘણો ભાગ કાળીપરજનો છે.

**જમીનની જાત.** જમીન કાળી, ગોરાટ, અને પથરાળી છે. વિશેષ ભાગ પથરાળી જમીનનો છે.

**પાક.** ડાંગર, કોદરા, તુવર, અડદ, નાગલી, કપાશ, સણ, તમાકુ, જુવાર, ઘઉં, વગેરેનો પાક થાય છે.

**લાકડાં.** અહીંનાં જંગલમાં સાગ, સીસમ, ખેર, તણછ, સાદડો, હળદવાણુ, વગેરે થાયછે.

**ખનિજ પદાર્થ.** તડકેશ્વરમાં અકીકના પથરા જડે છે, તથા લાલ માટી અને ખડી નીકળે છે. મથાસરા ગામના ડુંગરમાંથી સલાટ કામના પથરા નીકળે છે, તેના ઘાટ બનાવી સલાટ લોકો વેચે છે. પીપરિયા તથા ખંજરોલી ગામમાં નદીને કિનારેથી ખડી નીકળેછે. મુજલાવમાં પીળી માટીની ખાણછે.

**જાણવા લાયક જગ્યાઓ.**

**તડકેશ્વર.** એમાં પેશ્વાઈ વખતનું થાણું, યાસીન પીરની કબર ૨૧ હાથ લંબાઈની, સાત કોશિયો કૂવો, સાલે તળાવ, ગામ તળાવ, વગેરે જોવા યોગ્ય છે. એનું મૂળ નામ ભીમનગર હતું. ગુજરાતના બાદશાહ મહમદ બેગડાની ફોજમાં તુર્ક સિપાઈઓ હતા, તેઓના પરાક્રમથી એ નગર સર કરાયું હતું, તેથી એનું નામ "તુર્કસર" પાડયું. તેનો અપભ્રંશ થઇ હાલ "તડકેશ્વર" નામ ચાલે છે. મુસલમાન બાદશાહોના વખતમાં હીજરી સન ૯૧૫ માં (ઈ. સ. ૧૫૦૯) એક મસ્જીદ બંધાવેલી છે. તેમાંનો લેખ હાલની તડકેશ્વરની જુમા મસ્જીદમાં છે. તેની નકલ પાછળ આપવામાં આવી છે.

**વીરપોર.** એમાં ગાયકવાડે બંધાવેલી એક વાવ, તથા એક હનૂમાનનું દેરૂં છે, જેનો લેખ પાછળ આપવામાં આવ્યો છે.

**ઉસ્કેડ રામકુંડ.** અહીં "રામકુંડ" નામનો કુંડ જીવતા પાણીનો છે. તે પાકો બાંધેલો છે. ત્યાં દર વર્ષે ચૈત્રી પૂનમે તથા બાર વર્ષે સિંહસ્થના વર્ષમાં જાત્રા ભરાય છે.

**બોધાન.** એમાં ગળતેશ્વર મહાદેવનું દેહેરૂં છે, તેની બારવર્ષે સિંહસ્થના વર્ષમાં જાત્રા ભરાય છે. એક વર્ષ સુધી મેળો ભરાય છે. એનો લેખ પાછળ આપવામાં આવ્યો છે. શ્રાવકોનું મહાવીરસ્વામીનું દેહેરૂં સંવત્ ૧૮૮૫ માં બાંધેલું છે. મુસલમાનની બે મસ્જીદ છે. તેમાં જૂની મસ્જીદનો લેખ પાછળ આપ્યો છે; તથા નવી મસ્જીદ, જે સંવત્ ૧૮૬૬માં દીન વખત બંધાઇ છે, તેમજ એજ સાલમાં રાજાએ બંધાવેલો ઓવારો છે, તે જોવા લાયક છે. અર્ધચંદ્રેશ્વર મહાદેવનું દેહેરૂં છે, તેનો લેખ પાછળ આપ્યો છે. બોધાનને સામે કાંઠે ગળતેશ્વર મહાદેવનું દેહેરૂં છે, તેની પણ બાર વર્ષે જાત્રા ભરાય છે. એનો લેખ પાછળ આપવામાં આવ્યો છે.

રાજા સરકાર વખતનું બંધાવેલું 'ગઢી' નામનું સરકારી મકાન છે. એ કસ્બામાં સલાટ લોકો રહે છે, તે પત્થરનાં વાસણ બનાવે છે, અને તે પરગામ ચઢે છે. ચોમાસામાં હોડી સુરતથી આવજાવ કરી શકે છે. માડવીથી ૧૦ કોશ દૂર છે.

**ધરમપોર.** આગળ થઇ ગયલા ભાણદાસ નામના ભક્તની સમાધિ છે, ત્યાં દર વર્ષે મહા શુદ ૫ થી પૂનમ સુધી મેળો ભરાય છે. માડવીથી ૧૦ કોશ દૂર છે.

**આંબા.** એમાં અંત્રેશ્વર મહાદેવનું દેહેરૂં વરેને કિનારે છે. દર વર્ષે માગશર શુદ ૯ જાત્રા ભરાય છે. માડવીથી ૪ કોશ દૂર છે.

**ભડતલ.** હનૂમાનનું દેહેરૂં છે. દર વર્ષે આશો વદ ૧૪ મેળો ભરા

૫ છે. માડવીથી ૩ કોશ દૂર છે.

**મોટી ચેર.** સાનેશ્વર મહાદેવનો મેળો દર વર્ષે શ્રાવણ માસમાં ભરાય છે. માડવીથી ૩ કોશ દૂર છે.

**વરેઠ.** રામેશ્વર મહાદેવનું દેહેરૂં છે. દર વર્ષે શ્રાવણ માસમાં મેળો ભરાય છે. એ તાપી નદીને કિનારે છે. એનો લેખ પાછળ આપ્યો છે. માડવીથી ૨ કોશ દૂર છે.

**બલાલતીર્થ.** અજાણ્યા ભીલનું દેહેરૂં છે. ૧૮ વર્ષે અધિક અખાડમાં મેળો ભરાય છે. તે તાપી નદીને કિનારે છે. માડવીથી ૭ કોશ દૂર છે.

**ગંગાપોર હરસદ.** હરસદ માતાનું દેહેરૂં છે. દર વર્ષે જાત્રા ભરાય છે. માડવીથી ૫ કોશ દૂર છે. એ સિવાય દેવગઢમાં દર ગુરૂવારે તથા સરકોઇમાં દર શુક્રવારે ઉનાળા શિયાળામાં હાટ [બજાર] ભરાય છે.

**શઠવાવ.** રાજતળાવ છે, તે પ્રખ્યાત છે.

**કાળીબેલ.** એમાં માયુ તળાવ છે, તે પ્રખ્યાત છે.

**કિલ્લા.** માલધા, ખરેડા, અને તારાપોરના સીમાડાપર 'હોલિમા' ડુંગરપર સને ૧૮૭૨–૭૩માં અંગ્રેજ સરકારે રૂ ૨૦,૦૦૦ ખરચી એક બંગલો બાંધ્યો છે. કમળાપોરમાં ઈરિગેશન ખાતાના બંગલાઓ છે.

**નદી.** વરે ને તાપી.

**મોટાગામ.** બોધાન, તડકેશ્વર, મોટીચેર, ઘંટોલી, પાતળ, વગેરે.

**ટપ્પા.** હવેલી, દઢવાડા, શઠવાવ, દેવગઢ, પાતળ, બોધાન, તડસાડા, [1]બારગામ, તડકેશ્વર. આ ટપ્પાની ગણતરી સર્વે પ્રમાણે કરી છે.

---

[1] માડવી અને માડવીની આસપાસના સરહદમાં લાગેલાં ગામોને કહે છે. તરસાડ પાસે છે, પણ તાપીનદીનો અંતર પડવાયો તેની જોડે બીજાં ૧૧ ગામ લેળી બાર ગામનો, તે એક ટપો ઠરાવેલો છે.

# माडवी कस्बानी कंईक हकीकत.

એમાં વસ્તી ઈ. સ. ૧૮૮૧ ની ગણતરી પ્રમાણે ૪૫૦૨ માણસની છે, તથા એનું ક્ષેત્રફળ ૧૪૯૨૦૦ ચોરસ વાર છે. એમાં ત્રણ કોટ છે.

**પેહેલો કોટ.** એમાં ફકત રાજમેહેલ છે.

**બીજા કોટમાં** સરકાર વાડો તથા રણવાસનાં મકાનો છે.

**ત્રીજા કોટમાં** દેરા ફળિયું, વજીર ફળિયું, ઉત્તમરામવાળું ફળિયું, જોશી ફળિયું, વાંસદિયા ફળિયું, ઓઢાણિયા દરવાજાવાળું ફળિયું, રાજ ફળિયું, દોડિયા ફળિયું, પાનવાડી, હજામવાડો, પાંજરોળિયા ફળિયું, કુંભારવાડો, હરદેવ ઓઝાનું ફળિયું, નારણદાસનું ફળિયું, હોળી ચકલો, કાયચ ફળિયું, નાગર ફળિયું, ઝોલા ફળિયું, સોનઘડી દરવાજાવાળું ફળિયું, છાસટિયા ફળિયું, ગોલવાડ, પજાવો, રાવનો ટેકરો, સુલતાનજી મીયાંનો ટેકરો, બાવા ઘોરનો ટેકરો, ઊનાઈગીરનો ટેકરો, ખાટકી વાડો, ભોઇ વાડો, તંબોળી વાડો, ભદવા વાડો, મોમના વાડો, તાઇ વાડો, ખતરી વાડો, કાજી વાડો, મસ્જીદ વાડો, બજાર, નાનો મોચી વાડો, મારૂ જમાદારનો મહોલ્લો.

**બહાર કોટમાં** નવું પરૂં, વાવનું મેદાન, સુતારવાડો, લૂહારવાડો, મોચીવાડો, બહારનો અંબામાતાનો ઝાંપો, બહારનો કુંભારવાડો, બહારનો ખતરીવાડ, હનૂમાનિયો ઝાંપો, કાછિયા ફળિયું, દશરા પીપરડીનો ઝાંપો.

**વ્યાપાર.** અહીંથી અનાજ બીજે ગામ ચઢે છે. ભારની ગાડીઓ સારી બને છે, તે બીજા ગામોમાં ખપે છે. ખતરી લોકો વણાટનું કામ કરે છે, તેમજ પરદેશી (ભદવા) લોકો પણ પાઘડી વણવાનું કામ કરે છે.

**જાણવા લાયક જગ્યાઓ.** રાજ મેહેલ, આશાપુરીનું દેવલ, રામચંદ્રજીનું મંદિર, રણછોડજીનું મંદિર, બિહારીલાલજીનું

મંદિર, હોસ્પિટલ, નિશાળ, સરકારી કચેરીનાં મકાન, નીલકંઠનું દેહેરૂં, દયાળેશ્વરનું દેહેરૂં, મસ્જીદ, દુર્ગેશ્વર મહાદેવ તથા ગણપતિનું દેહેરૂં, શ્રાવકોનું શ્વેતાંબરી તથા દિગંબરી દેહેરાં, અંબા માતાનું દેહેરૂં, હનૂમાન, વહોરાની મસ્જીદ, પારસીની અગિયારી, ભસ્તું, સુખાનંદનું દેહેરૂં. જેના લેખ છે, તે પાછળ આપવામાં આવશે.

**સરકારી ઓફીસો.** રેવિન્યુ, પોલીસ, ફોરેસ્ટ, સેનિટરી, *મ્યુનિસિપલ (૨૬-૨-૯૮), રજીસ્ટર, લોકલબોર્ડ, પોસ્ટ (૧૦-૫-૪૩), એ ખાતાની ઓફિસો છે. કેળવણી ખાતાની નિશાળો પાંચ છે. (૪-૩-૪૭).

**અકસ્માત.** ઇ. સ. ૧૭૨૭ માં મોટી રેલ.
,, ૧૭૬૨ મોટી આગ.
,, ૧૭૭૬ બીજી રેલ.
,, ૧૭૯૧ સડતાળો કાળ.
,, ૧૭૯૧ ત્રીજી રેલ.
,, ૧૮૦૪ સાઠો કાળ.
,, ૧૮૨૨ ચોથી રેલ.
,, ૧૮૨૯ મોટી આગ.
,, ૧૮૩૭ પાંચમી રેલ.
,, ૧૮૫૬ મોટી આગ.
,, ૧૮૭૩ મોટી આગ.
,, ૧૮૭૭ દુકાળ.
,, ૧૮૮૨ આગ તથા વાનું મોટું તોફાન.
,, ૧૮૮૩ છઠ્ઠી રેલ.

**મહોત્સવ.** ,, ૧૮૮૭ તા૦ ૧૬ ફેબ્રુઆરી. જ્યુબિલી મહોત્સવ.

* જેની સાથે સનના આંકડા મૂકવાનાં આવ્યા છે તે ખાતાની શરૂઆત તે વરસી થઇ છે એમ સમજવું.

## ગામોની તપશીલ.

૧ અંધાત્રી [માડવી]
૨ અરેઠ.
૩ અંત્રોલી.
૪ અમલવાણ.
૫ આમલી.
૬ અમલસાડી.
૭ આંબા.
૮ ઇસર.
૯ ઉમરવાણ.
૧૦ ઉમરખડી.
૧૧ ઉંટેવા.
૧૨ ઉસ્કેડ રામકુંડ.
૧૩ ઊન.
૧૪ ઉસ્કેડ ખુરદ.
૧૫ કાળમોઈ.
૧૬ કાળીબેલ.
૧૭ કીમડુંગરા.
૧૮ કાકડવા.
૧૯ કોલાકુઇ.
૨૦ કોલખડી.
૨૧ કલમકૂવા.
૨૨ કેવડીઆ.
૨૩ કસાલ.
૨૪ કમળાસોટી.
૨૫ કોલસાણા.
૨૬ કરંવલી.
૨૭ કાકડાપાર.
૨૮ ખંજરોલી.
૨૯ ખરેડા.
૩૦ ખાલેર.
૩૧ ખાનપોર.
૩૨ ખેડપોર.
૩૩ ખોડઆંબા.
૩૪ ગંગાપોર હરસદ.
૩૫ ગોડધા.
૩૬ ગવાછી.
૩૭ ગંગાપોર દેવગઢ.
૩૮ ગામ તળાવ ખુરદ.
૩૯ ગોદાવાડી.
૪૦ ગામ તળાવ ખુજરગ
૪૧ ઘોડસંબા.
૪૨ ઘંટોલી.
૪૩ ચુડેલ
૪૪ જાખલા.
૪૫ જામકુઈ.
૪૬ જામણકુવા દેવગઢ
૪૭ જામણકુવા બારગામા
૪૮ ઝરપણ.
૪૯ ઝાખ.
૫૦ ઝરી દેવગઢ.
૫૧ ટૂકવાડા.
૫૨ ટુકેદ.
૫૩ ટીંટોઈ.
૫૪ તારાપોર.
૫૫ તરસાડા ખુરદ.
૫૬ તોગાપોર.
૫૭ તરસાડા બારગામા.
૫૮ દઢવાડા.
૫૯ દાદાકુઈ.
૬૦ દેવગઢ.
૬૧ ધરમપોર.
૬૨ નાની ચેર.
૬૩ નરેણ.
૬૪ નોગામા.
૬૫ પારડી.
૬૬ પીપલવાડા.
૬૭ પીપલથા.
૬૮ પાટણા.
૬૯ પીચરવાણ.
૭૦ પૂના.
૭૧ પેટરકુઇ.
૭૨ પરવટ.
૭૩ પાતળ.
૭૪ પીપલવાણ.
૭૫ ફળી.
૭૬ ફુલવાડી.
૭૭ બડતલ.
૭૮ બેડધા.
૭૯ બીરામા.
૮૦ બૈધાન.
૮૧ બલેઠી.
૮૨ બોરીગાળા.
૮૩ બુણધા.
૮૪ ભાતખાઈ.
૮૫ મોરીઠા.
૮૬ માલબા.
૮૭ મોટીચેર.
૮૮ મથાસરા.
૮૯ માકણજેર.
૯૦ રતનીઆ.
૯૧ રાજવડ.
૯૨ રેગામા.
૯૩ રખસખડી.
૯૪ રૂપણ.
૯૫ રોહિણી.
૯૬ લીમધા.
૯૭ લાડકુવા.
૯૮ લાખાખામ.
૯૯ લુવારવડ.
૧૦૦ વરેલી.
૧૦૧ વેગી.
૧૦૨ વિશાલા.
૧૦૩ વીસડાળીઆ.
૧૦૪ વલારગઢ.
૧૦૫ વરેઠ.
૧૦૬ વરજાખણ.
૧૦૭ વાઘનેરા.
૧૦૮ વડોદ.

---

૧૦૯ વાંકલા.
૧૧૦ વસોગામ.
૧૧૧ સરકુઈ.
૧૧૨ શાહવાવ.
૧૧૩ સાદડી.
૧૧૪ સોલી.
૧૧૫ સાળેઆ.
રાજપરાલૂભા [હાલ બા-ર્ડોલી તાલુકામાં ગયુંછે.]

| જાગીરી. | હાલ આંબાગામ જંગલમાં છે તે. | તડકેશ્વર ટપ્પાનાં ઉ-મેરાયાં તે. |
|---|---|---|
| ૧ ઉમરસાડી. | ૧ અંધાત્રી દેવગઢ. | ૧ કરંજ. |
| ૨ કમળાપોર | ૨ કરવતી. | ૨ તડકેશ્વર. |
| ૩ કણુજવાણ | ૩ ખાતર દેવી. | ૩ ણુકાલ. |
| ૪ અમલચુની | ૪ ખીમપોર. | ૪ ભાટકોલ. |
| ૫ ખરોલી | ૫ ગુંદવાણ. | ૫ મુજલાવ |
| ૬ નંદપોર. | ૬ છેલવાસ. | ૬ વીરપોર. |
| ૭ ઓરી. | ૭ જેતપોર. | ૭ રોસવાડ. |
| | ૮ ઝરીદેવગઢ. | ૮ વરેડી. |
| ૮ ચોર આંબા | ૯ ધજ | |
| ૯ આંબાપોર. | ૧૦ ધજ આંબા. | |
| ૧૦ ચાંદપોર. | ૧૧ બલંગા. | |
| | ૧૨ બલાલ તીર્થ. | |
| ૧૧ કરૂદા. | ૧૩ ભેંસી. | |
| ૧૨ કાટકૂવા. | ૧૪ મહુડી. | |
| ૧૩ કેવડી. | ૧૫ મગતરા. | |
| ૧૪ કોસાડી. | ૧૬ રખવાવ. | |
| ૧૫ જુનવાણ. | ૧૭ રૂંધા. | |
| ૧૬ દેવગીરી. | ૧૮ લીંબાડી. | |
| ૧૭ મોધલકુઈ. | ૧૯ સરાપાડા. | |
| ૧૮ પીપરીઆ | ૨૦ સરસી. | |
| શરાકતી. | ૨૧ કાણાઘાટ. | |
| | ૨૨ પાતાવાડી. | |

## જમી વખત છૂટાં હતાં પણ બીજાં ગામ સાથે ભળી ગયાં તેથી જડતાં નથી તે.

૧ પુનપોર.
૨ વેલણગઢ.
૩ ખીમપોર દઢવાડા.
૪ ગંગાપોર દેવારાણાનું.
૫ હરણવાવ.
૭ ખડગામ.

ઈ. સ. ૧૮૩૮ ના અક્ટોબરમાં જમી વખતે ૧૬૨ ગામ લીધેલાં, તે પૈકી ૬ ગામ હાલ બીજાં ગામો સાથે ભેળાઇ ગયાં છે, અને એક ગામ બાર્ડોલી તાલુકામાં આપ્યું છે, એટલે કુલ ગામ ૧૫૫ રહ્યાં છે. તેમાં તડકેશ્વર ટપ્પાના ૮ ગામ ઉમેરાયાં એટલે હાલ ૧૬૩ ગામ છે.

## लेखोंनी नकल.

## आशापुरी.

### माडवी.

॥ श्री गणेशाए नमः ॥ संवत १९३४ आसो० ३८
शाके १८०० ॥
॥ प्र० बहुधान्य नाम द्रे दक्षिणायण गते श्री सूर्ये ॥
॥ सोरमानत् वर्षारुतु श्रावण मासे शुक्ल पक्षे १२ भ्रगु ॥
॥ वासरे कडोदवासी श्रीमाली ज्ञातीय सोनी वलभदास ॥
॥ सुत आनंदरांम सुत तापीदासे माता माहालक्ष्मीनुं ॥
॥ देवालय बांध्युं छे. ॥ श्रीरस्तु कल्याणमस्तु ॥ श्री-भ. ॥

## भस्तुं

### माडवी.

શ્રી દાદાર હોરમજની મદત છે.

શ્રી ખોદાતાલા બેઉ જાનનો પેદાનો કરણારનાં નામે કરી મા-જદીએ. શતી દીનનો પેગાંબર જરથોશતેનાં ફરમાન મુજબ શે-હેર માડવી મધે શ્રી સુરત તથા શ્રી મુંબાઈની અનજુમન મળી ઉગરાતથી દખમું બનધાવેલું તેનો તાણો પુરાવો રોજ ૧ માહા ૫ કદીમી ને માહા૦ ૪ રસમી શને ૧૧૯૮ એજદેજરદીએ તે દ-ખમાનું કામ પુરૂં થયું, ને રોજ ૧ માહા ૫ દીનનું કામ શરૂ થયું, તે રોજ ૦૪ ને માહા૦ ૫ કદીમીને માહા૦ ૪ રશમી શને ૧૧૯૯ એજદેજરદીએ એ કામશરજામ પોતું તમામ અનજુમનની દો-લત સંવત ૧૧૮૬ ના વરખે પોસસુદ ૯ વાર રવેઉ તારીખ૦ ૩ જાનીવારી સન ૧૮૩૦ ઇશ્વરી. તારીખ ૨, રજબ શને ૧૨૪૫, હીજરી. ॥ શ્રી

## आशापुरी. माडवी.

### શ્રીગણેશાય નમઃ ॥

સંવત ૧૯૩૪ ના શાકે ૧૮૦૦ પ્ર૦ બહુધાન્યનામાદે દ-

ક્ષીણાયણુ ગતે. શ્રી. સુર્યે સૌરમાનાત્ વર્ષાઋતા શ્રાવણુ માસે સુકલ પક્ષે. ૧૨ ભ્રગુવાસરે કંડાદવાસી શ્રીમાળી જ્ઞાતીય સોની વલભદાસ સુત આનંદરામ સુત તાપીદાસે માતા અંબાજી તથા માહાલક્ષ્મી તથા આશાપુરીનું દેવાલય બાંધ્યુંછે એ દેવળનું દેખરેખપણું શ્રીમાલી. સોની વલ્લભદાસ સુત રઘનાથજી સુત મોતીભાઇનું છે. શ્રીરસ્તુ કલ્યાણુમસ્તુ શ્રી ॥

## माडवीना नीलकंठ महादेवना देहेरानो लेख.

श्री गणेशाय नमः ॥ स्वस्तिश्री नृप विक्रमार्क समयात् मुन्यजवस्वीदुभिर्मीये श्री नृप वत्सरे दिनमणौ याम्यां मनं प्रस्थिते मासाश्विन संज्ञक स्वधवले पक्षे दशम्यां गुरौ श्री दादा महिद्राभिधेन रचितो देवालयो भिष्टदः ॥ १ ॥ श्रीमान् दुर्जनसिंहस्य भ्राता श्री मंडपीपुरे भाईबाजी सुते श्रीमान् दादाबाबाभिधौ करोत् २

संवत १८१७ ना आश्विन सुदी १० गुरु वासरे संपूर्ण. ॥ श्री श्री ॥

## माडवीनी सुखानंदनी देहेरीनो लेख.

॥ श्रीगणेशाय नमः ॥ मुनि विधु सत द्वी त्रै शके वै तपसि सीत गणवे दीने च सोमे यवन जन समुद्द नाश करता भृगु तिलक किमुयोर्महा अबुध ॥ १ ॥ सोऽयं सुखानंद इति भ्राता जगति विश्रुतः ॥ वीरस्या समारुह्म शिवलोके गताः किल ॥ २ ॥ संवत १८६६ पो. सु. ४ सोम ॥ श्री ॥

## वरेडना रामेश्वरना देहेरानो लेख.

श्रीगणेशायनमः शारदाईनमः संवत १९५१ वरषे

श्रावण सुदी ४ शुक्रे तापीनदी दक्षिणत्रटी कडोदवास्त-
व्य वीसलनगरा नागर नाती पंड्या जनार्दनना पुत्र प-
वित्र पंड्या जगंनाथ तथा पंड्या हरजी इणि श्री राम-
नाथनुं प्रसद कीधुं. श्री शीवह श्री कल्याण हशि. तापी
पुराणे यत्र राम सरोवर यत्र सेना सरी दुर्ग तलकोन
द्दिव्यं याति मकरस्थे दिवाकरी ॥१॥ रामकुंडस्य सामीप्ये
मृतश्चक्रमयो मृगा। मुच्यतेनेन सदेहो दुस्तरान् गर्भ संक-
टाम् ॥ २ ॥ रामेश्वरस्य सानिध्ये जगन्नाथा ग्रगा सुद्धी ॥
वच्छानुजोहि गोविंदः श्चकार श्रमयान्मनः ॥ १ ॥

## बोधानने सामे पार गायकवाडी गाम नीयादराना गळतेश्वरना देहेरानो लेख.

श्रीगणेशायनमः ॥ स्वस्तिश्री नृप विक्रमार्क समया-
तीत ॥ पुत्रस्त्रिदुभिर्मये दुर्मति वत्सरे दिनमणौ संप्रस्थिते
चोत्तरे ॥ कृष्णे माधव भानुरर्के सुदिन प्रासादः शंभोः
शुभः पूर्णौ भूत्परिपूर्ण पुण्य गमको मुक्तिश्चतुःसंपदः १
श्रीराम मंदिरं धर्मशाळा हक द्वारा संयुतं ॥ सर्व संपूर्णतां
प्राप्तं तर्लीतेश प्रसाद्दतः ॥ २ ॥ दुर्ग सोपान सेतुश्च भ-
वाद् पुत्तरणायच ॥ तपसाः दक्षिणे तीरे नारदी संगमे शु-
भे ॥ ३ ॥ अषाढे नभसी उजे मार्गे माघे मधावपि ॥
चंद्र सूर्योपरागेच अतिचारगते गुरौ ॥ ४ ॥ अजे केर्क-
हरो कन्या तुला मकरा संस्थिते दिवाकरेचयः स्नाया
ब्रह्म स्त्री बालहागवां ॥ ५ ॥ महिम्ना नीष्ण. शिवगोः

षण्मासावधि सेवनात् ॥ सद्यो भवति पुतात्मा शिव सा-युज्यमाप्नुयात् ॥ ६ ॥ द्विज भार्गवजातियो मंडपी पूर्वा-त्मकः ॥ रत्नेश्वर उपाध्या यस्य सुतः शिवशंकरः ॥ ७ ॥ तस्माद्देव्यां समुभूतो विबुधः पुरुषोतमः ॥ तेनेदं मांदिर युगं कारितं शिवरीमयोः ॥ ८ ॥

संवत १८५७ शाक १७२२ प्र० वैशाख वदी १२ रवौ कामडेज असल मांडवी वासी कामडेजा भार्गव तद पुरुषोतम शिवशंकरे श्री रुद्र प्रासाद तथा श्री राम मांदिरं शिव दुर्ग ओवारो धर्मशाळा ए सर्व बंधाव्युं छे.

माडवीना दिगंबरी आदिनाथना देवलनो लेख.

संवत १८५७ वर्षे वैसाखमासे कृष्णपक्षे दश्यांतिथ्य मनौ श्री मुनी संवत्सर स्वति गछे बलात्कार गण कुंद-कुंदा आचार्य लये भटारक श्री सकल कीरती तदनुक्रमेण मुप श्री ती जय कीरती तत्पदे भ. श्री नेमीचंद्र देवात् तत्पदे भ. श्री चंद्र कीरती वाहृत् पदे भ. श्री राम की-रती देवा तत्पदे भटारक श्री यज्ञ कीरती पुरुप देशात् समट साक्षी बलं युएभ्दयं श्री मांडवी ग्रामे समस्त श्री मुल नायक श्री आदिनाथ नित्यं प्रणम्यति ॥ श्री ॥ श्री शुभं भवतु ॥

माडवीना श्वेतांबरी महावीर स्वामीना देहेरानो लेख.

संवत १८४५ वर्षे शाके १७१० प्रवर्तमाने माघसुदी ७ सोमवासुरे श्री मंडपी नगरे वास्तव्य समस्त संघेन श्री

वास पुज्यं जीननिरुनरापितं श्री तपा गछे जदारना श्री श्री विजय जिनंद्र सुरीजी प्रतिष्ठितं श्री व्याहारा नगरे श्री.

---

॥ स. ॥ १८४५ वर्षे शाके १७१० प्रवर्तमाने माघ सुदी ७ चंद्रे श्री मंडपी नगर वास्तव्य समस्त संघेन श्री नमीनाथ । ब बिंबंशा श्री तपा गछे गच्छाधिराजज्ञा श्री श्री विजयजी नेमसुरिभिः प्रतिष्ठितायां श्री व्यारा नगरे श्रीवभवः

---

संवत १८४५ ना वर्षे शाके १७१० प्रवर्तमाने माघसुदी ७ सोम वासरे श्री मंडपी नगरे वास्तव्य श्री समस्त संघेन श्री कुंथुनाथ बींबं तरापितपा गछे भ ॥ श्री वीजयजीनेंद्र सूरि.

---

माता.

बोधान.

श्री मुंबइ बंदरना रेवाशी गोपाळजी पांडव शेठनी स्त्री मुकता वारसीए देवाळ बंधाव्युं छे अपुरण्यानंद हीरंनारायण ब्राह्मण मोताळा संवत १९०९ शके १७७४ माघ शुद १० बंधायुं छे कालीका देवी.

गौतमेश्वर

**बोधान.**

**श्री गणेशाय नमः ॥ स्वस्ति श्री वीक्रम शकाशणां**

अवसुचं दके वस्तरे भमव नांम शंवतत्शरे ग्रीश्मरीतै माग मासे माधवे सीते ॥ १ ॥ द्वादसयायां शशीवारेच वृपर्के चोत्तर थीते. करजो सीधी योगेपु प्रासादः शेखरीकृतः ॥ २ ॥ बहुधांन शुभे क्षेत्रे तापीन्याः गौतमे त्रटे श्रीम दुर्जन सीहस्य भूपते रधीकासीणां ॥ ३ ॥ आत्मारामां प्रवादीञ्च द्वीज भार्गव जातीना ॥ प्रधानेन सुपुण्येन शुखानंदेन श्रीमता ॥४॥ श्री गौतमे शक पयातु तनं मंदीरं कृतं ॥ मंडपी पतने स्थीला सीवशा पुज्य लब्धप ॥५॥ शंवत १८५८ वर्पे शाके १७२३ प्रा. वैशाख शुद १२ चंद्रे मंडपी कर राजाश्री दुरजनसींहजीना वजीर शुखानंदजीए वंधाव्युं छे.

वाव.

वांरपोर.

श्रीगणेशाय नमः ॥ श्रीमंत भीव चरण द्रढ भाव कैलाशवासी शुवेदार श्री पीलाजीराव गायकवाड सुत धर्मधुरंधर सुवेदार श्री दामाजीराव गायकवाड शमशेर बाहादुरे राजमार्ग मध्ये तापीथी उत्तर भाग धळां पासे हनमानने समीपे परोपकारने अर्थे श्री शवइनी शमर्पणं वाव बंधावी छे माईत शरश वासी मोताळा नाती श्री सीद्धनाथ चरण शेवक नथ्थुना पीञ्जिनी शुध काम कराव्युंछे शंवत.१८१० ना शके १६७६ ना माघ शुद ५ वार सोमे आरंभ करीने संवत १८१२ शके १६७८ ना

मार्गशीर्ष सुदी १३ वार बुधे शंपुर्ण थयाछे श्री भवानी शंकरार्पणमस्तु ॥ श्री रस्तु ॥ सुभं भवतु ॥

## वीरपोरना हनूमाननो लेख.

संवत १८७१ ना चैतर शुद ११ थी रामदूत हनुमानजीना देरानो आरंभ संवत १८७१ अस्वन सुद १३ न दिवसे संपूर्ण थयुं पारडीना भट पुरुषोतम शवाभिलाशी गोपाळनी सरव लोक परनी विनंति जो कोइ देरा उपर वरसे दाडे चूनो चडावशे तेने रुपीआ १५०० दोढ हजारनुं पुन्य थशे ए लख्युं खरुं छे. श्री रामचंदराए नमः ॥ श्री

## वौधानना हर (अर्ध) चंद्रेश्वर महादेवना देहेरानो लेख.

॥ श्रीगणेशाय नमः मासुवस सेरनम औपामायनमा ॥ १ ॥ इतेवर नमीतमाप....कसुखब........वसीयाल....गे गुरुदये वसीशि स्वित सुरजातं श्री शितमसि ॥ २ ॥ श्री मा द्रुज पासदस्य पुत्रोपद....नृपः सुफमासि संतित सेवापसपाः ॥ ३ ॥ वेदधि सुचंद्रदे चतुर्थ चिदवासुरेः ॥ मार्गेशीप....परता असीलींकः ॥ ४ ॥ मन्निमीतलया कासुकभ वाशवर दीशांपुत्रत्व•कथपि चाशुसे सूर्य चंद्र वगतः ॥ ५ ॥ शीम पातरे....पुत्र स वीरमाखेन पीमता ॥ धर्मशील पुत्रः समादत भोर्दे बालपः दातः ॥ ६ ॥ संवत १८४५ आपाना....एेत्र पशीतमः ॥७॥ मा० दक्षिणायन गते श्री सूर्य वर्षा रुतौ मामोतम श्रावणमासे कृष्णपक्षे १२ वर्षे-मांडवी....तज्ञातीतेलखी पांजरोळीआश्रीमी गः

मीमत चेलीपीए पोताना चिरंजीवी वीरमभाई तेशिवालय वंधा....माली सहित पंथी श्रीघुने शुरतांमा शीवजीनुं स्थापन करतामां आज्ञा करीने पोते सुजीपी पावासे पितानी आज्ञा पोतेमा....शिवालय धर्मशाला सहित वंधावी. शीवजीनुं थापन वीरमभाईये कीधुं श्रा. वदी १३ न वार बुध.

———o()o———

بفضل جمال شاہ بن مظفر شاہ بن محمود شاہ بن
احمد شاہ بن محمد شاہ بن مظفر شاہ السلطان ابراہیم
بندہ کالخان اعظم خان اختراع بے بظیر
اختیار خان و در عہد و فرمایش ملک عبدالصمد

دوسری تاریخ مسجد ترکیسر ۱۲۱۵

ھو القادر
سنہ ۱۲۵۶ھ

تاریخ مسجد بوڈہان

یہ تاریخ مسجد رہی یادگار ❊ گلستان اسلام شد پایدار

۱۲۱۵ھ

تاریخ مسجد مانڈوی

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ

وَاَنَّ الْمَسَاجِدَ لِلّٰهِ فَلَا تَدْعُوْا مَعَ اللّٰهِ

اَحَدًا۔ تاریخ بتاریخ شوّ

۱۲۱۱

تاریخ مسجد سترکیسر

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ قال الله

تبارك وتعالىٰ وَاَنَّ الْمَسَاجِدَ لله

فلاتدعوامع الله احَدًا۔ قال النبی

صلی الله علیه وسلم من نبی مسجدا

ولوكمفحص قطاة بنى الله له قصرا

فِی الْجَنَّةِ این مسجد بنا شد در عهد سلطان

السلاطین الرؤفین شاه شریف آئین قطبی

# परिशिष्ट.

## काळीपरज विषे केटलीक जाणवा जोग हकीकत.*

આ કાળીપરજની વસ્તી માડવી, ચીખલી, વલસાડ, ધરમપુર, વાંસદા, વાલોડ, અનાવલ, વસરાવી, વગેરે ઠેકાણે છે. પરંતુ તેનો મુખ્ય જથો માડવી અને તેની આસપાસ આવેલો છે. તેમની રીતભાત, વ્યવહાર, રૂઢી, ધર્મ, વગેરે મારા સહવાસમાં આવવાથી કેટલોક અનુભવ મળ્યોછે તે નીચે દર્શાવું છું.

હાલના સુધરેલા વિદ્વાન લોકો જેને કાળીપરજ કે પહાડી નામથી ઓળખેછે તે નામ તે લોકોનું પોતાનું આપેલું નથી. પરંતુ વિદ્વાનોએ તેનો નિવાસ ડુંગરામાં હોવાથી, તેમજ શરીરનો રંગ કાળો હોવાથી, પહાડી અથવા કાળીપરજ એવું ઉપનામ આપી પોતાની ઓળખમાં લીધા છે. કેમકે એ લોકોની પોતાની ભાષામાં પહાડી અથવા કાળીપરજ એ શબ્દજ નથી; તેમજ એ નામથી એઓ પોતાને ઓળખતા નથી. પરતુ એ લોકોમાં કેટલીક જાતો છે તે ઉપરથી તેઓ પોતાને ઓળખેછે. આ કાળીપરજના લોકો, એમના ગુણ કર્મથી ભિન્ન પડતા એવા બ્રાહ્મણ, વાણીઆ, રજપૂત, વગેરે [1]ઉજળી જાતને "ચોખાડા" (ચોખ્ખા) એવા નામથી ઓળખેછે. એથી આભાસ પડેછે કે એ લોકો પોતાને મલિન સમજેછે. પોતાને મલિન સમજવામાં મુખ્ય કારણ આજ જણાયછે કે એ લોકો (કાળીપરજના) ઝાડે જાયછે ત્યારે હાથપાણી લેતા નથી, પરંતુ ખાખર વગેરે ઝાડનાં પાંતરાં અથવા ધૂળનાં ઢેફાં લઇ તે સ્થાન સાફ કરે છે. આથી પોતાને મેલા સમજે છે, ને ઉજળિયાત ઝાડે ગયા પછી હાથપાણી લેછે, તેથી તેમને ચોખ્ખા સમજે છે. અથવા પક્ષે એમ પણ કબૂલ રાખી શકાય છે કે એઓ ( કાળીપરના ) નહાતા ધોતા નથી, તેથી મેલા છે; અને ઉજળિયાત નહાઇ ધોઇ ચોખ્ખા રહેછે તેથી તેઓ ચોખ્ખા છે.

---

* કાળીપરજ (કાળી=કાળા રંગવાળી+પરજ-ન=જાત) જેના શરીરનો રંગ કાળો છે એવી જાત. ૧ ઉજળિયાત જાતિમાં બ્રાહ્મણ, વાણિયા, રજપૂત, કણબી, વગેરેનેજ વિશેષ કરી જાણે છે.

એઓ પોતાને ૧ દૂબળા, ૨ ચોધરા, ૩ ઢોડિયા, ( ઢડિયા ), ૪ નાયકા, ૫ વસાવા કે ભીલ, ૬ ગામતા, ૭ કૂંકણા, ૮ વીટોળિયા (કોટવાળિયા), ૯ કાથુડિયા, એ નામથી પોતાની જૂદી જૂદી જાતને ઓળખેછે. કન્યા આપલેનો સંબંધ પોતાની જાત જાતમાંજ કરેછે. પોતાથી જૂદી જાતિને કન્યા આપતા નથી, તેમ લેતા નથી.

માડવી* અને તેની આસપાસના લત્તામાં ઢોડિયા, નાયકા, કૂંકણાની વસ્તી ન હોવાથી એ જાતીનો પૂરતો અનુભવ મળી શક્યો નથી. પૂછતાં જે હકીકત જડી આવી છે તેજ દર્શાવી છે. બાકીની જાતો માડવીની આસપાસ રહેછે, તેઓનો અમારે સહવાસ છે, તેથી તેમનો મળેલો અનુભવ યથાર્થ રીતે લખ્યો છે. આ કાળીપરજ કેવળ અજ્ઞાન તથા ગુજરાતીનું પાકું જ્ઞાન ન હોવાથી, તેમજ વેહેમી હોવાથી પોતાની સ્થિતિનો સંપૂર્ણ ચિતાર આપવાને અશક્ત છે. કદાચ કોઇ હોશિયાર હોય તો તે એટલો બધો વેહેમી હોયછે કે તેની ન પૂછો વાત. મતલબ કે કોઇનો વિશ્વાસજ કરતો નથી; એટલે કે તે સંબંધી આપણે વાત પૂછીએ કે તુરતજ "આગોરે રે" ( આઘો રહે, દૂર રહે ) કરી નાસી જાયછે. સબબ એનો સંપૂર્ણ ચિતાર મળી શકતો નથી. તોપણ જેટલો મળી શકે તેટલે મેળવવાને બાકી રાખી નથી. જેટલી હકીકત ન જડી તે અછૂટકેજ મૂકી દીધી છે. વેદમાં વર્ણવેલી અનાર્ય જાતના કેટલાક [૧]ગુણ આ કાળીપરજમાં મળતા હોવાથી એ લોકોને અનાર્ય કહ્યા તેમાંથી ઉ-

* માડવીની આસપાસ તો દૂબળા, ચોધરા, ગામતા, વસાવા કે ભીલ, વીટોળિયા કે કોટવાળિયાં, કાથુડિયાનીજ વસ્તી છે.

૧ જેવા કે કાચું ખાનારા, માંસ ખાનારા, કાયદા વગરના, વિધિ તથા દેવ વગરના, પરલોકની પ્રાપ્તિની ઇચ્છા વિનાના, વગેરે ગુણોનું વર્ણન કરેલું છે. તેવાજ ગુણો આ કાળીપરજની કેટલીક જાતોમાં સંપૂર્ણ અને કેટલીક જાતોમાં કંઇક ભાગે કમી જોવામાં આવેછે. ઉપર બતાવેલા સંપૂર્ણ ગુણો જેમાં આવેલા એવી કાથુડિયા જાતિ છે; અને કંઇક અંશે કમી ગુણોવાળા ગામતા, વસાવા, વીટોળિયા, કૂંકણા, વગેરે જાતિ છે. વેદમાં નાક વગરના (ચપટા નાકના) એવું જે વિશેષણ અનાર્યને આપવામાં આવ્યું છે તે આ લોકમાં નથી; કેમકે એ લોકોનો ચેહેરો ઘણો સીલકદાર છે. પરંતુ વેદના કવિઓએ તિરસ્કારથી વાપરેલી અતિશયોક્તિ બાદ કરીએ તો બધા અંશમાંજ અસલના અનાર્ય અને હાલના આ કાળીપરજ બરોબર થાય.

તરી આવેલી હરકોઈ જાતમાંથી એની ઉત્પત્તિ થઈ હશે, એમ અનુમાન કરીએ છીએ. આમાં પણ કેટલીક સુધરેલી ને કેટલીક તદન જંગલી છે. તેમાં સુધારામાં આવેલી પ્રથમ જાત દૂબળા છે.

આ નવ જાતિનો સમૂહ લેવામાં આવશે ત્યાં કાળીપરજ એ નામથી ઓળખાવવામાં આવશે.

## દૂબળા વિષે.

આ લોકો ઘણું કરીને ઊજળી વસ્તીવાળાં ગામ કે કસ્બાની નજીકમાં રહેછે અને તેમની સાથે રહી ખેતીવાડી કે નોકરીનો ધંધો કરેછે. તેથી ઉજળિયાત સાથે નિકટનો સંબંધ રહેવાથી એમની રીતભાત તથા આચારવિચાર ઉજળિયાત સાથે વધારે મળતા આવેછે, જે નીચેની હકીકતથી સમજવામાં આવશે.

**જન્મક્રિયા.** બાળકને જન્મસમયે દાયણ (દાઈ) ની મદદ લેછે. ૭ દિવસ સૂધી રાખી પછી દાયણને ખવાડી પીવાડી વિદાય કરેછે. સૂવાવડના ખોરાકમાં માત્ર સાદો ખોરાક, જેવોકે કોદરા, જુવાર, ઘઊંનું બડકું* કરી ખાયછે, તથા ફુલદારૂ પીએ છે. છઠ્ઠીને દિવસે જોષી કે બ્રાહ્મણ પાસે નામ પડાવે છે. નામની રચના પુરૂષ વર્ગમાં કાળિયો, આંહલો, બીમાહિયો, દહરિયો, ચાંદિયો, વગેરે હોયછે; તેમ સ્ત્રી વર્ગમાં જમની, દીવાળી, કેહરી, ભાણકી, મોટલી, વગેરે છે. કોઈક સ્ત્રી ૧૨ દિવસ અને કોઈક ૧। માસ આભડછેટ પાળેછે. પાંચ ૭ વર્ષની ઉમ્મર થતાં છોકરા છોકરીને લંગોટી મરાવેછે; ને ૧૦–૧૨ વર્ષની ઉમ્મરે આવતાં છોકરાને મરદનો પોષાક તથા છોકરીને બાઇડીનો પોષાક*પહેરાવેછે. નાનપણમાં આ છોકરાં ગોવાળિયાપણું (ઢોર ચારવાનો ધંધો) કરેછે; અને જો ખેતી હોય, તો તેની શક્તિ પ્રમાણે ખેતીમાં મદદ કરેછે. તેમજ સેહેલી મજૂરી કરવાની મળે, તો રોજ લઇ મજુરીએ જાયછે.

* કોદરા હોય તો તેની ઝીણી કોદરી કરીને, અથવા ઘઊં, જુવાર હોય, તો તેને મોટે દાણે ભરડીને છાસ સાથે ઊકાળી માંહે મીઠું નાખેછે, ને ઢીલું રહેવા દે છે; જે પાણીની માફક પી શકાય છે.

**પરણવાની ક્રિયા.** અમુક ઉમ્મરે પરણવાનો કંઇ નિયમ નથી. કોઇ *૫-૭ વર્ષમાં છોકરા છોકરીને પરણાવી દેછે, ને કેટલાક ૧૫-૧૬ વર્ષે પરણાવે છે. એ મુદતમાં છોકરી લૂગડે થાય (બહાર બેસે અથવા ઋતુમતી થાય), તો બાધ ગણતા નથી. પરણાવવાનો આધાર કેવળ માબાપની ખુશી ઉપરજ છે. માબાપ વિવાહ નક્કી કરી પોતાને અનુકૂળ વખતે જોષી પાસે લગ્નનો દિવસ મુકરર કરાવેછે. મુકરર કરેલા દિવસની ગાંઠ પાડેછે, એટલે લગ્નને જેટલા દિવસ બાકી રહેલા હોય તેટલા દોરડીને ગાંઠ પાડી આપે છે. પછી રોજ એક એક ગાંઠ છોડતા જાયછે, ને જે દિવસે ગાંઠ પૂરેપૂરા છૂટી રહે, તે દિવસે ગ્રહશાંતિ આદિ ક્રિયા બ્રાહ્મણ પાસે અથવા પોતાની જાતનોજ કોઈ અનુભવી હોય તેની પાસે કરાવી, જાન લઈ કન્યાના બાપને ઘેર જાયછે, તથા સાથે વાલ રોટલા ખાવાને લઇ જાયછે; કેમકે જાનવાળાને કન્યાનો બાપ ખવાડતો નથી. જાન કન્યાને ત્યાં પહોંચી કે એક અનુભવી માણસ સામ-સામાં વરકન્યાને બેસાડી હાથ મેળવેછે, ને થાળી, † તૂર, ભૂંગળ, વગેરે વાજાં વગાડેછે. પછી નાચવાનું કામ શરૂ થાયછે ને આખી રાત નાચ ચાલેછે. આ વખતે તૂરી (તૂર) વગાડનાર પર સખત જૂલમ ગૂજારેછે, એટલે નાચતી વખતે આખી રાતમાં જરાપણ તૂર બંધ ન પડવું જોઇએ. જો કદાચ તૂર બંધ રાખે, તો તેને માર મારવામાં આવેછે. એ નાચવાની રીત એવી છે કે જે જે સ્ત્રીઓના મન જે જે પુરૂષો સાથે મળેલાં હોય છે, તેનાં તેનાં બબે ચચારનાં ટોળાં થઈ એક બીજાને કોકે વળગી ગોળ કુંડાળામાં ફરતાં જાયછે, નાચતાં જાયછે, ગાતાં જાયછે, ને દારૂ પીતાં જાયછે. પછી

* નાનપણમાં પરણાવવાથી પોતાને કુળવાન તથા આબરૂદાર સમજેછે.

† તૂર.



એ નાચણામાં વરકન્યા ભળેછે, તે અરસપરસ બાઝી નાચેછે. હવે આ લગ્ન સંપૂર્ણ થયાં એમ માનવામાં આવે છે. વરવાળો રૂ. ૨૨-૪ રોકડા રીતના તથા પિત્તળની છાલી અને પિત્તળનાં કડલાં કન્યાના બાપને આપેછે. એક દિવસ જાન રહી બીજે દિવસે ચાલી જાયછે. ધણી ધણિયાણી એક બીજાનું નામ લેતાં નથી.

પરણ્યા પછી ન બને તો ફારગતી આપવાનો રિવાજછે; પણ જેની કસૂર માલમ પડે તેની પાસે પંચ રૂ.૪૪ દંડ લેછે, ને ફારગતી કરાવી આપેછે. ત્યારપછી બીજા સાથે નાતરે જવાયછે. નાતરાની ક્રિયા એવીછે કે સ્ત્રી પુરૂષ પાટલાપર બેસી એક જણ (બન્નેના ઉપર) ચોખા નાખેછે, એટલે નાતરૂં થઈ ગયું એમ ગણાયછે. લગ્ન મૂજબ ઘરેણું આપવું પડેછે. પછી દારૂ પી ઊઠી જાયછે.

**નીકાળે જવું.** નાતરા કરતાં આ નહારો રસમ બહુ જૂદી તરેહનો છે. પણિયત અથવા નાતરાનો ધણી છતાં બીજા પુરૂષ જોડે સ્ત્રીનું મન લાગવાથી સ્ત્રી પોતાના ધણીને છોડી દઈ પોતાના આશક સાથે છાનામાના એકાએક નાસી જાયછે. તે મહીને છ મહીને પરગામમાં રખડી પાછાં પોતાને ઠેકાણે આવેછે; ને પછી રીતસર મૂળ ધણીની ફારગતી લઇ સ્ત્રી પોતાના આશક સાથે હંમેશને માટે રહેછે.

સ્ત્રીને નીકાળે લઇ જનાર પુરૂષને જો ફારગતી કે દંડના રૂપિયા આપવાના ન મળે, તો પંચ પેલા પુરૂષ પાસે તેજ સ્ત્રીને મા કહેવડાવેછે ને તેને ધવડાવે છે, તથા ઘણીજ કઠિન પ્રતિજ્ઞા આપેછે કે ફરી તે સ્ત્રીને તે પુરૂષ લઈ જઈ શકે નહિ તથા તેની સાથે આડો વ્યવહાર રાખે નહિ.

**મરણક્રિયા.** મરણ પામેલી લાસને નહવાડી, આગળથી છાણ પાણીથી સાફ કરેલી જગ્યા ઉપર નાખેછે. પછી તેને પોષાક પહેરાવે છે, અને ખાટલી પર નાખી સ્મશાને લઇ જાયછે. સાથે પાકી અથવા કાચી ભાથી (ખીચડી) બાંધી લઈ જાયછે. જો ઘરડો માણસ મરી ગએલો હોય, તો તેની આગળ ઝાંઝ પખાજ વગાડેછે, તથા "ભાઇરામ"

શબ્દ બોલતા બોલતા સ્મશાને લઇ જાયછે. બચ્ચાં અથવા જુવાન મરે, તો ઝાંઝ પખાજ વગાડતા નથી. સ્મશાને પહોંચ્યાપછી લાસને દાતણ કરાવેછે; ને પેલી ભાથીમાંથી થોડો ભાગ લઇ સાત વાર તેને મોઢે અડકાડે છે. પછી લાસને કપડાંસોત કબરમાં દાટી દેછે. વધેલી ભાથીની ત્યાંજ ઢગલી વાળી દેછે. સ્ત્રી પુરૂષો જળાશય ઉપર નહાઇ ધોઈ મરનારને ઘેર રડતાં રડતાં જાયછે (કેટલાંક કૂટેછે). ત્યાં બેસી વાતચીત કરી દારૂ પી સૌ પોત પોતાને ઘેર જતાં રહેછે. મરનારનું સૂતક ૯ દિવસે કાઢે છે, ત્યારે દાઢી, મૂછ, માથું મુડાવેછે.

દશમાને દહાડેથી [1]ચાપ માડવા માડેછે, એટલે દહાડાની ક્રિયા થઈ એમ સમજવામાં આવેછે. એ દિવસે પોતાનાં સગાંવહાલાં તથા સંબંધીને નોતરી દાળભાત જમાડે છે. દરેક સગાંવહાલાંએ મદદ દાખલ ખર્ચ કરનારને બે આના અથવા ચાર આના ચાંદલો આપવાનો રિવાજ છે.

**ચાપ માડવાની રીત**—મરનારની પેહેલાં જેટલાં મરી ગયાં હોય, તેમાંનાં જેટલાં તે વખત યાદ આવે તેની નામવાર એકેકી કણકીના લોટની પૂંજ ( કોરા લોટની નાની ઢગલી ) મૂકે છે. એ પછી એક કરવડામાં પાણી ભરી તે પૂંજની વચ્ચે મૂકે છે, ને તેની આગળ દારૂની છાક પાડેછે ( એટલે દારૂ છાંટે છે). આટલું થયા પછી પેલી પૂંજ અને કરવડાની ઉપર ચાપ ઢાંકેછે, ને તેની ટોચ પર પાઘડી વીંટાળેછે. આગળ એક ઘીનો દીવો કરેછે. આ ક્રિયા ત્રણ દિવસ સુધી ( દશા, અગીઆરમું, બારમું ) કરેછે. અગીઆરમાનો ખર્ચ કરતાં નથી; બારમાને દિવસે દાળભાત ખવાડી તથા દારૂ પાઇ સગાંવહાલાંને રજા આપેછે. આમ કરવાથી મરનારની ક્રિયા સંપૂર્ણ થઈ ચૂકી એમ માનવામાં આવેછે.

[1] માંછલાં પકડવાનું કામઠીનું બનાવેલું એક સાદું ઓજાર.

બાઈડી રંડાપાના ચિન્હમાં હાથની છાલી તથા પગનાં કલ્લાં અને ગળાંની ગાંડી કાઢી નાખેછે.

**દેવ.** ફક્ત માતાનેજ પોતાનો દેવ માને છે. કેટલાક તે દેવીના ભક્ત થઇ ધૂણે છે. આ ધૂણા ઉપર એ લોકોનું બહુ આકીન છે, તે એટલે સૂધી કે માતા હેરે (માતાએ દીલમાં પ્રવેશ કર્યો હોય ત્યારે આ શબ્દ વાપરેછે) ચઢેછે, ત્યારે ધૂણા જે બોલે તે બધુંજ ખરૂંછે. એ માતાઓ પણ ઘણી છે, જેવીકે કાળિકા, ભવાની, અંબા, બહુચરા, શીકોત્તરી, વગેરે.

**વાર તેહેવાર.** મોટામાં મોટું પર્વ બિમાસો (દિવાસો અષાડવદ ૦))) છે. એ દિવસે ઢીંગલા ઢીંગલી પરણાવે છે, ગીત ગાયછે, દારૂ પીએછે, તથા હમેશના કરતાં કંઇક સારૂં ખાય છે. બીજા તેહેવારને માનતા નથી. ફક્ત દશરા ઉપર માતાની ઘેર બાંધેછે; એટલે તમામ દૂબળાઓ પોતાના ધણીઆમાને ત્યાંથી ઘરેણાં લુગડાં લાવી પોતે પહેરે છે, ને ૩૦-૪૦ કે વખતે ૧૦૦ મરદો ભેગા થઇ હાથમાં બે દાંડિયા પકડી ગોળ ચક્રરમાં ફરેછે, અરસપરસ દાંડિયા ઠોકતા જાયછે, ને ગાતા જાયછે.

**ખોરાક.** હંમેશનો ખોરાક કોદરા, જુવાર, ચોખા, અથવા તો એનું ભડકું.

**સદ્‌ગુણ દુર્ગુણ.** જે ધણીને ત્યાં નોકર રહ્યો હોય તેની નિમકહલાલીથી પોતાની જાતને પણ સંકટમાં લાવી નોકરી કરે છે. કદાચ તે ધણી સાથે અણબનાવ થાય, તો તેના લીધેલા રૂપિયા પૂરેપૂરા ચૂકવી આપેછે. એઓ સાચા અને પ્રમાણિક છે; તેમજ ભોળા (અજ્ઞાન), ભલા, કહ્યાગરા, અને ચાકરીખોર છે.

ખાવાપીવામાં એક બીજાનું એંટેલું ખાતાં પીતાં નથી; તેમજ એકના ખાધેલા વાસણમાં બીજાં ખાતાં નથી. દરેક માણસનું ખાવાનું વાસણ જૂદું રાખેલું હોય છે. ખાઇ રહ્યા પછી ખાવાના વાસણમાંજ પાણી પીએ છે; અથવા બીજે પ્રસંગે પાણી પીવું હોય, તો

પીવા માટે તુમડીઓ રાખી મૂકેછે, તેમાંથી મોઢે આડો હાથ રાખી ઊંચેથી પીએ છે. આથી ચેપી રોગ, જેવા કે કોગળિયું, શીળી, ઝેરી તાવ, રક્તપિત્ત, કોઢ, વગેરે વંશપરંપરા કે વારસામાં થતા નથી. આ સિવાય કેટલાક સદ્‌ગુણો છે; પરંતુ તે ગૌણરૂપે રહેલા છે.

દુર્ગુણમાં મુખ્ય દુર્ગુણ દારૂ તાડી પીવી; તે એટલે સૂધી કે એક દિવસ ખાધાવગર ચલાવે પણ દારૂ અથવા તાડી પીધા વગર ચાલે નહિ. આ દુર્ગુણે એના ઉપર બતાવેલા તમામ સદ્‌ગુણને ઢાંકી દીધા છે. ભૂંડ, ચંદનઘો, માછલાં, કરચલા, વગેરેનો આહાર કરેછે. ભૂંડના શિકારના એટલા બધા શોખી છે કે જો ભૂંડ (ગ્રામ શૂકર, વરાહ નહિ) જોવામાં આવ્યો, તો ચાર પાંચ ગાઉ સૂધી તેની કેડે પડી તેને મારી નાખે છે, ને ખાઇ જાયછે. ચંદનઘોને તો દીઠી છોડતાજ નથી. ગમે તેટલી જમીનમાં ઊંડી ભરાઇ જાય, તોપણ તેને ખોદી કાઢી ખાઇ જાય છે. આ ઉપરથીજ લોકમાં કહેવત ચાલુ થઇ છે કે, "ઘો મરવાની થાય ત્યારે દૂબળ વાડે જાય". ઝાડે જાય ત્યારે હાથ પાણી લેતા નથી, પણ ઝાડનાં પાંતરાં (પાંદડાં)થી અથવા માટીનાં ઢેફાંથી સાફ કરેછે.

**વેપાર રોજગાર** મુખ્ય કરી મજૂરી, ચાકરી, કે ખેતીનો. કંઇ પણ હુન્નરી કામ જાણતા નથી. કેળવે તો કેળવાય ખરા.

**રહેઠાણ.** ઘરના આકારનાં છાજનાં છાપરાં બાંધી પૃથક્ પૃથક્ અથવા ફળિયાં બાંધી રહેછે.

**ધર્મ.** પોતાને "હિંદુ" કહેવડાવેછે. પરંતુ વાસ્તવિક રીતે ધર્મશૂન્ય છે. સંકટ વખતે પરમેશ્વર, રામ, માતા, વગેરે શબ્દો મોઢેથી બોલે છે. મુસલમાનનું ખાતા નથી, તેમ મુસલમાન થવાને કહીએ તો બહુ ગુસ્સે થાય છે.

**ખાવું પીવું તથા કન્યા વ્યવહાર.** તમામ હિંદુઓનું તથા નાના ચોધરાનું અને પારસીનું ખાયછે; બીજા કોઇનું ખાતા નથી. કદાચ અજાણતાં બીજી જાતનું ખવાઈ જાય, તો તેને વટલ્યો

એમ ગણેછે. વટલેલ માણસનું ન્યાતું† કરી પંચ ન્યાતિમાં લેછે.

**વેહેમ.** અત્યંત વેહેમી છે. ભૂત, ડાકણ (મરેલી અથવા જીવતી), વંત્રી, ચૂડેલ, મૂઠ, નજર, વગેરેને માનેછે. માંદગી આવે તો ઓસડ કરવાને બદલે ધૂણા કે ભગત પાસે ઝુડાવેછે, અથવા ડામ દેછે. વૈદ કે ડાક્ટરનું ઓસડ ખાતા નથી. આ જાત બીલકુલ અજ્ઞાન છે.

**પહેરવેષ.** સ્ત્રીનો ઉજળિયાત જેવોજ. મરદ લંગોટ મારે છે, તથા ઉપર પોતિયું વીંટાળે છે.

**રાચ રચીલાં** કંઇજ નહિ; માત્ર ખાવાના કાદવના ઠોબલાં કે કાંસાના મોટા વાડકા.

**સ્થિતિ** અતિ કંગાલછે. પહેરેલું કપડું કાઢી ઓઢે તો ઓઢાય નહિ, તો જમીન ઉપર ઉધાડે દીલે પડી રહેછે. મજૂરીએ જાય તો ખાય, નહિતો ભૂખે મરે. ઘરમાં દાણાની જાત નહિ, તો પૈસા હોયજ ક્યાંથી?

**ભાષા** તદન ગુજરાતી બોલેછે.

## ચોધરા વિષે.

કાળીપરજના નવ વર્ગ પૈકી દૂબળાથી ઓછા સુધરેલા આ ચોધરા જાતિના લોકો છે. એમાં ચાર ભેદ છે. (૧) નાના ચોધરા, (૨) મોટાચોધરા, (૩) વલવાડા, (૪) બોંડા. આ ચાર ભેદ ક્રમવાર મૂકવામાં આવ્યાછે, એટલે પૂર્વ પૂર્વનાથી ઉત્તર ઉત્તરના ઊતરતા છે. આ ઠેકાણે જે હકીકત આપવામાં આવીછે, તે ચારે જાતિના ચોધરા માટે આપવામાં આવીછે; કેમકે એ ચારે જાતિમાં એક બીજાથી ઘણું જૂદાપણું જોવામાં આવતું નથી. જે જે બાબતમાં એ લોકો એક બીજાથી જૂદા પડેછે તે તે ઠેકાણે તે બતાવી આપ્યું છે. ઘણી ખરી બાબતમાં એ ચાર જાત મળતીજ છે. જે ઠેકાણે વિશેષ કરી

† ન્યાતું, પંચ ભેગી થઇ અમુક બાદલ શિક્ષા કરી દારૂ પીએ ને પેલાને ચોખ્ખો થયો એમ કહે તે.

ભેદ પાડી દરેક વર્ગ માટે જૂદું ન બતાવ્યું હોય, ત્યાં તે ચારે વર્ગને સામાન્ય રીતે લાગુ પડેછે, એમ સમજવું.

**જન્મક્રિયા.** આ જાતિની સ્ત્રીઓ બાળકને હરકોઇ સ્થળે જન્મ આપી શકે છે; એટલે ખેતર પાદરે સીમનું કંઇ કામકાજ કરવા ગઇ હોય, અથવા કાંઇ કારણુસર પરગામ જવું થયું હોય, ને ત્યાંથી પાછા આવતાં રસ્તામાં પ્રસવકાળ આવી પહોંચે, તો ખેતરમાંજ અથવા સીમમાં અથવા રસ્તામાં બાળકને જન્મ આપી દે છે. બનતા સૂધી ઘેર જઇ પહોંચવાની કોશીશ કરેછે; પણ જો તે કોશીશમાં પાર ન પડે, તો ઘરની દરકાર રાખતી નથી. જો પોતાને ઘેર હોય ને પ્રસંગ પડે, તો ઘરના માણુસની મદદ લે છે; ને સીમમાં હોય તે વખત જો કોઇ માણુસ તેની સાથે હોય તો ઠીક, નહિતો કોઇની રમદદ સિવાય પોતે એકલીજ બાળકને જન્મ આપેછે. બાળક જન્મ્યું કે તરતજ પોતાની પાસે રાખેલા ટોપલામાં (ચોધરા જાતિની બાઈડીઓ કંઇ કામકાજને માટે હંમેશાં પોતાની પાસે એક ટોપલો રાખી મૂકેછે) મૂકી પોતાને ઘેર ચાલી જાયછે. * પ્રસવકાળમાં દાયણુની મદદ એ લોકો બીલકૂલ લેતા નથી. જણ્યા પછી બીજા દિવસથીજ ઘરનું કામકાજ તથા ખેતીનું કામકાજ કરવા માડેછે. સૂવાવડમાં હલકો ખોરાક એટલે કોદરા ખાયછે, તથા સૂંઠ કોપરાં ચાવી ખાયછે, ને ફુલદારૂ પીએછે. ઘી ગોળનો ઉપયોગ કોઈ સુખી ઘરનો હોય તેજ કરેછે. બાળક જન્મ્યા પછી છઠ્ઠે દિવસે તેનું નામ પાડેછે; જેવાંકે વેસ્તો, સોમલો, નરસી, હીરો, કુતરો, બીલાડો, કાગડો, રીંછડો, વગેરે.

આઠ નવ માસનું છોકરૂં થાય કે તેને ખાતાં શીખવેછે. ત્રણુ ચાર

* આ ઠેકાણે શવાલ ઊઠેછે કે શ્રીમંત કે સુખી ઘરની બાઈડીની પેઠે આ સ્ત્રીઓ વાએ શા માટે ભરાતી ન હોય? અગર તેના તૂટેલા સાંધામાંથી રૂધિરસ્રાવ કેમ બંધ થાય? અથવા તેનું લીલું થયલું પેટ શા વાસ્તે વિકાર ન પામે? પણુ કુદરત આ ઠેકાણે પોતાનો એક નિયમ સૂચવે છે કે, ઇશ્વરે આ શરીરની કૃતિ એવી રચનાથી ગોઠવીછે કે તેને જેટલું ખમવાને સખ્ત કરીએ તેટલું થઈ શકે.

વર્ષની ઉમ્મરે પહોંચતાં છોકરાં (છોકરો, છોકરી) ને લંગોટી મરાવેછે. દશ બાર વર્ષની ઉમ્મર થતાં છોકરાને એક લંગોટી મરાવેછે તથા માથે ધોળી પાઘડી બંધાવેછે. છોકરીને એક પોતડી પહેરવા તથા એક ઓઢવાને આપેછે. નાની ઉમ્મરમાં એ છોકરાં ગોવાળિયાં (ઢોર ચરાવનાર) થાયછે. પંદર અને તે ઉપરાંત વયની છોકરીને બાઇડીનાં લૂગડાં પહેરાવેછે, પણ કાપડું પહેરાવતા નથી. છોકરી લાયક ઉમ્મરની થાય કે તેને "બટકાલ કે બૉટકાલ" નામથી ઓળખવામાં આવેછે.

**લગ્નક્રિયા.** લાયક ઉમમ્રનાં થતાં, એટલે છોકરા છોકરીની ઉમ્મર આશરે ૧૭—૧૮ વર્ષની થતાં લગ્ન થાયછે. લગ્ન કરવાની બે રીત છે, (૧) ખંધાડિયો રાખીને (૨) ખંધાડિયો રાખ્યા સિવાય.

**ખંધાડિયો (ઘર જમાઇ) રાખીને પરણવાની રીત** એવી છે કે પ્રથમ છોકરીનાં માબાપ ખંધાડિયો રાખવાની વાતચીત છોકરાના બાપ સાથે ચલાવેછે. છોકરાનાં માબાપ જો ખંધાડિયો મોકલવાનું કબૂલ કરે, તો છોકરી સાથે હેળવવા છોકરાને પોતાને ઘેર લઈ આવેછે. હવેથી એ છોકરો ખંધાડિયો નામથી ઓળખાયછે. એક બીજાનો સહવાસ કરાવવા તથા પરસ્પર પ્રીતિ બઝાડવા કામે કાજે બન્નેને સાથે ને સાથેજ રાખેછે. એમ કેટલોક કાળ જતાં મન મળી જાયછે, તો પછી લગ્નનો દિવસ મુકરર કરી પેલો ખંધાડિયો પોતાનાં માબાપ તથા સગાંવહાલાંને બોલાવી પોતાના સસરાના ઘરમાંજ લગ્ન કરી દેછે. આમાં ખંધાડિયાને કંઇ રીતના રુપિયા આપવા પડતા નથી. કદાચ છોકરા છોકરીને સાથે રાખતાં છોકરીનું મન નહિ માને ( ખંધાડિયે આવેલો પુરૂષ પસંદ ન પડે), તો પેલો છોકરોજ સમજીને પોતાને ઘેર જતો રહેછે. વળી માબાપ બીજો ખંધાડિયો ખોળી લાવેછે. તેની સાથે જો મન મળે તો તેમ, નહિતો તેને પણ કાઢી મૂકીને વળી ત્રીજો, એમ મનગમતો ખોળી કાઢી લગ્ન કરેછે. ૩—૪ ખંધાડિયા બદલે તો તેમાં ઝાઝી ગેરિયત ગણાતી નથી. ખંધાડિયો રાખનાર આબરૂદાર તથા સારી સ્થિતિનો

ગણાયછે; તેમ ખંધાડિયે જનાર નબળી સ્થિતિનો ગણાયછે.

**ખંધાડિયો રાખ્યા શિવાય લગ્ન કરવાની રીત.** છો-કરીનાં માબાપ છોકરાને પસંદ કરી તેનાં માબાપ સાથે વિવા-હની વાત ચલાવેછે. છોકરાનો બાપ જો ખુશી બતાવે તો બન્ને વહેવાઇ એકઠા થઇ લગ્નનો *દિવસ મુકરર કરે છે. આ વખતે વ-રવાળો કન્યાના બાપને †દેજના રૂ. ૩૫) અથવા તેથી ઓછા આપેછે; અને એક મૂઢો કે કૂડો (આશરે સાત સાડાસાત મણનો) અનાજ આપે છે. આ રીતથી વિવાહ નક્કી થયા એમ સમજાય છે. આવી રીત નાના તથા મોટા ચોધરામાં છે. વલવાડા તથા બોડામાં ફક્ત દેજના રૂ. ૨૨) આપેછે; અનાજ આપતા નથી. મુકરર કરેલે દિવસે વરવાળો જાન લઇને જાય છે. રોટલા તથા બાફણું, (વાલ, વટાણા, વગેરે રાંધેલું કઠોળ) સાથે લેતા જાયછે; કેમકે કન્યા-વાળો જાનને ખવાડતો નથી. કન્યાવાળો ફક્ત દારૂ તથા તાડી જાનવાળાને પાય છે. લગ્નને દિવસે કે એક દિવસ અગાઉ હળદ ચો-પડે છે (પીઠી ચોળેછે). માડવો કરતા નથી. જાન આવે કે ખાવા પીવાનું કામ ચાલે છે. ખાવા પીવાનું કામ પૂરૂં થયું કે નાચણાની ક્રિયા શરૂ થાયછે, તથા ડોવરૂં વગાડેછે. ના-ચણું પાડવાની રીત એવી છે કે લગ્નમાં ભે-ગાં મળેલાં સ્ત્રી પુરૂષો (સ્ત્રીને ગમતો પુરૂષ અથવા પુરૂષને ગમતી સ્ત્રી) એક બીજા સાથે કેડ બાઝી (કમ્મરમાં હાથ નાખી) કુંડાળામાં દાખલ થઈ નાચે છે. એ પ્રમાણે મન ગમતાં સ્ત્રીપુરૂષોનાં જોડાં કુંડાળામાં સામેલ થઈ નાચે છે. એ નાચણામાં વરકન્યા પણ સામેલ થાયછે, ને તે પણ નાચેછે. આ વખતે પહેલાં વહેલું ‡કાપડું પહેરાવેછે. વચ્ચે એક માણસ ઊભો



* લગ્નનો વખત ઘણોખરો જેઠ મહીનામાં રાખે છે.

† કન્યા આપ્યા બદલ છોકરીનો બાપ જે રૂપિયા લે તેને દેજ (દેહુજ) કહેછે. દેજ ખાવાની રીત આખી કાળીપરજમાં છે, જેની રૂઢી બંધાઇ જઇ હાલ એક રીત તરીકે ગણવામાં આવે છે

‡ કેટલીક છોકરીને ઋતુ પ્રાપ્ત થાય કે કાપડું પહેરાવે છે. પરંતુ ઘણો ખરે ઠે-કાણે લગ્ન વખતેજ કાપડું પહેરાવવાનો છે.

ઢોલી ડોવરૂં વગાડેછે, બાળાં કિકિયારી કરતાં જાયછે, ને નાચતાં જાયછે. આ પ્રમાણે એક રાતદિવસ કરેછે, એટલે લગ્ન થઇ ગ-યાં એમ સમજેછે. વર પોતાના ઘરનાં કપડાં પહેરે છે, ને સ્ત્રી પોતાના બાપના ઘરનાં કપડાં પહેરે છે. વર તરફથી સ્ત્રીને પિત્તળ-ની છાલી તથા કલાઇના કડાં મળેછે. ગળામાં ગાંઠી નામનું કિડિ-યાંનું ઘરેણું પહેરે છે. પછી કન્યાને પોતાને સાસરે વળાવેછે. ક-ન્યા લેવા જાય ત્યારથી તે લઇને પોતાને ઘેર આવે તેટલા વખત-માં, વરના સંબંધી તે છોકરીને લાડી નામથી બોલાવે છે. લાડી લાવ્યા પછી તે બન્નેને (વરકન્યાને) સાથે ને સાથેજ રાખવામાં આવેછે, એટલે કામે કાજે જોડેજ રાખેછે. આ વખતે લાડી *બ-ટકાલ રૂપમાં હોયછે, એટલે કોઇ પણ ઠેકાણે એક બીજાથી છૂટાં પડી જતાં નથી. જ્યારે બે ત્રણ છોકરાંની મા થાય, ત્યાર પછી તે-ઓ એક બીજાથી છૂટાં પડી કામે કાજે જાય છે. પણિયત સ્ત્રી પુરૂષ એક બીજાનું નામ લેવામાં શરમ સમજતાં નથી. વખતે ખપ પડે તો એક બીજાનું નામ લઇ બોલાવેછે; પણ સસરાનું નામ વહુ લેતી નથી, તેમ વહુના ખાટલા (જે ખાટલાપર વહુ સૂતી હોય તે ખાટલો) પર સસરો બેસતો નથી. આમ કરવામાં તેઓ મોટી મર્યાદા ગણેછે. કદાચ ભૂલથી થઈ જાય તો બહુ પસ્તાવો કરેછે.

બન્ને રીતનાં લગ્નની ક્રિયા તો એકજ તરેહની છે. ફેર માત્ર એટલોજ છે કે ખંધાડિયો રહેનાર જાન લઈ આવતો નથી, તેમ પરણીને પાછો ઘેર જતો નથી; ને ખંધાડિયે નહિ જનાર જાન લઇ પરણવાને આવેછે ને પરણીને લાડી લઇ ઘેર જાયછે. તેમજ એને જાનનો ખરચ પૂરો પાડવો પડેછે; અને ખંધાડિયે જનારને જા-નનો ખર્ચ કન્યાવાળો આપેછે.

**ફારગતી.** ધણીધણિયાણીને ન બનવાથી ફારગતી આપવી લેવી પડે, તો જેનો વાંક હોય તેની પાસેથી ફારગતીના રા. ૩૦)

* જ્યાં લગી જુવાન અવસ્થા હોયછે એટલે લગભગ બે ત્રણ છોકરાંની મા થાય ત્યાં લગીની અવસ્થાને બટકાલ કહે છે. પછી ડોહલી અથવા વડી એવું નામ પડેછે.

પંચ લેછે. તેમાંથી દારૂ વગેરે પીવાનો જે ખર્ચ થાય તે મજરે લઈ બાકીના રૂપિયા જેને આપવા ઘટે તેને પંચ આપી દે છે.

**મરણક્રિયા.** મરનારને લંગોટી વળાવેછે. પછી બધાં કપડાં પહેરાવે છે તથા ઘરેણાં ઘાલેછે. ખાટલી પર સુવાડી ચાર જણા ઊંચકી જાયછે. આગળ તૂર તથા થાળી *વગાડતાં જાયછે*. લઇ જતાં મોઢેથી કાંઇ બોલતા નથી. સાથે રાંધેલા ચોખા બાંધી લેછે. સ્મશાને પહોંચ્યા પછી લાસ હેઠે મૂકી, પેલા રાંધેલા ચોખામાંથી થોડા થાળીમાં લઈ લાસને ખવાડતો હોય, તેમ તેના મોં આગળ ધરી ફેંકી દેછે. પછી ચેહ ખડકી, લાસ ઉપરનાં રૂપાનાં ઘરેણાં હોય તે કાઢી લઇ બાળી મૂકેછે. લાસને પૂરી બળવાની રાહ ન જોતાં નહાઇને ઘર તરફ પાછા વળેછે. રસ્તામાં કઠિયારૂં (વિસામો કરી દારૂ પીવો) કરેછે. પછી મરનારને ઘેર આવેછે ને ત્યાંથી સૌ પોતપોતાને ઘેર વેરાઇ જાય છે. બાઇડીઓ પણ ઘરમાંથી લાસ નીકળી કે રડત રડતાં નવાણે જઇ ત્યાં નહાઇને મરનારને ઘેર રડતાં રડતાં પાછાં આવે છે. ત્યાં બેસી દારૂ પી સૌ પોતપોતાને ઘેર ચાલ્યાં જાય છે. બીજે દિવસે મરનારનાં સગાંવહાલાં ભેગાં થાયછે; ને બાળી મૂકેલી લાસ પૂરી બળી છે કે નહિ તે તપાસી, જો બળી રહી હોય તો તેની છાર ધોઇ ઘેર આવેછે; ને કંઇક ભાગ બળવાને બાકી રહ્યો હોય, તો તે પૂરો બાળી છાર ધોઇ ઘેર આવેછે. ત્રીજે દિવસે પાછા ભેગાં થાયછે. ઘેરથી બાફણું બાજરી તથા દારૂ લઇ સીમમાં એક મુકરર કરેલી જગ્યા હોયછે ત્યાં જઇ બેસેછે. ત્યાં દારૂ પી તથા બાફણું ખાઇ પોતાને ઘેર ચાલ્યાં જાયછે. આ ક્રિયાને દહાડો ઇયા મરણ પાછળનો ખરચ સમજેછે. ચોથે દિવસે સગાંવહાલાં પાછાં ભેગાં મળી †ખતરૂં મૂકેછે. તે એવી રીતે કે, મરનારના નામનો એક પથરો

* ગમે તેવું માણસ, એટલે બાળક, જુવાન, કે ઘરડું મરે, તોપણ તૂર અને થાળી આગળ વગાડે છે.



† એ ખતરા ઉપર કોઇ સારી સ્થિતિનો હોય તે ગમે ત્યારે ઘૂમટ મૂકેછે. એ ઘૂમટ માટીના થાયછે. કેટલાક લોકો ઘૂમટને બદલે ઘોડો (કે ઘોડાના આકારનો

કલ્પી, તે પથરાને મુકરર કરેલી અમુક જગ્યાએ, તૂર તથા થાળી વગાડતા


ખતરૂં મૂકવાના પથરા આવા આકારના હોય છે.

વગાડતા મૂકવા જાયછે. પછી તે જગ્યાએ પેલો પથરો અર્ધો દાટે છે ને અર્ધો ખુલ્લો રહેવા દે છે. તે ઉપર દારૂની છાક પાડેછે, તૂર તથા થાળી વગાડેછે, ને પછી ઘેર ચાલ્યા આવેછે. જે કુટુંબી હોય તે મૂછ કતરાવેછે તથા માથું મુંડાવેછે. નાનાં છોકરાં મરી ગયલાં હોય, તો તેને નામે મોટો માણસ માથું મુંડાવતો નથી, તથા મૂછ કતરાવતો નથી.

રંડાપામાં સ્ત્રી હાથમાંની છાલી કાઢી નાખે છે તથા પગમાંના કલ્લાં કાઢી નાખેછે. આ રીત નાના તથા મોટા ચોધરામાં છે. બાંડા જાતિમાં બન્ને હાથની છાલી તથા એક પગનું એક કલ્લું કાઢી નાખેછે ને એક પગમાં રહેવા દેછે; જ્યારે નાતરે જાય ત્યારે પેલા ધણીનું બીજું કલ્લું પહેરેછે. વલવાડા જાતિમાં બાઇડીને એક પગે બે,

માટીનો બનાવેલો હોયછે. ) તે ખતરાની પાસે મૂકેછે. એ મૂમટ અને ઘોડા કુંભાર માટીના બનાવે છે ને તેને ભઠીમાં પકવેછે. પછી તેના ઉપર ખડી, ચૂનો, અબરખનો ભૂકો, તથા કલાઇ સફેતો વગેરે એકઠા કરી તેની મેળવણી તે ઉપર લગાવેછે, ને તૈયાર કરી રાખેછે. જ્યારે એ લોકોને ખપ પડેછે ત્યારે કુંભારને ત્યાંથી વેચાતા લઇ આવેછે. મૂમટ અને ઘોડો મૂકવાની ક્રિયા ખતરૂં મૂકવાના જેવીજ છે, એટલે આઠ દશ માણસ ભેગા થઇ, સાથે મૂમટ કે ઘોડો લઇ, તૂર, થાળી, ડોવરૂં વગાડતા જઇ, તે ખતરા ઉપર મૂમટ અથવા ઘોડો હોય, તો ખતરા પાસે મૂકેછે, ઘીનો દીવો કરેછે, અને દારૂ તાડીની છાક પાડેછે, મરઘાં વાઢેછે, ધજા ચઢાવેછે. પછી ખાઇ પી તૂર ડોવરૂં વગાડતા પાછા પોતાને ઘેર આવેછે.

ખતરૂં, મૂમટ, ઘોડા, વગેરે મૂકવામાં એ લોકો એવી સમજ ધરાવેછે કે ખતરૂં મૂકી ઉપર મૂમટ કે ઘોડો મૂકવાથી ભૂત ન થાય ને દુઃખ ન દે. તેની ખાતરીમાં મૂમટ યા ઘોડો મૂકવા જનાર પૈકી એક જણ ધૂણી પડે છે, ને પછી તે બોલે છે કે; "હારૂં રહે, ભૂત ની થાય, કોઇને દુઃખ ની દીએ, ઘરમાં–ઢોરમાં–પોહોમાં કાંઇ બગાડ ન કરે," વગેરે. આટલું થયા પછી વરસ છ મહીને કંઇ બીગાડ થાય તો ફરીથી ખતરૂં મૂકે છે, ને બધી ક્રિયા ઉપર પ્રમાણે કરે છે.

એમ બે પગમાં ચાર કલ્લાં હોયછે. તે જો રંડાય ને તેને છોકરો હોય તો એક એક પગનું એકેક કલ્લું કાઢી નાખી ભાંગી નાખેછે ને એકેક રહેવા દે છે. જો છોકરો ન હોય તો ચારે કલ્લાં ભાંગી નાખે છે. જ્યાં સૂધી નાતરૂં નહિ કરે ત્યાં સૂધી એવે વેષે રહેછે.

**દેવ.** એ લોકોના મુખ્ય દેવ હીમારિયો, નાદરવો, કાકાબળિયો, ભવાની માતા, આહિંદો દેવ.

એ લોકોની દેવ માનવાની રીત એવી છે કે જે વખતે જે બાબતનું સંકટ પડ્યું તે વખતે તેજ નિમિત્તનો એક દેવ કલ્પી કાઢી (પથ્થરનો કલ્પી કાઢેલો એક કકડો તથા તે ઉપર સિંદૂર ચોપડેલું એવો), તેની એક મુકરર જગ્યા ઠરાવી, ત્યાં તે નામનો દેવ મૂકે છે, તથા તે ઉપર દારૂની છાક પાડે છે. ત્યાં મરઘું વાઢે છે, ને એકાદ જણ ધૂણે છે, ને તે સુખાકારી રહે એવા કેટલાક શબ્દો બોલે છે. જે દિવસે દેવ કરે છે તે દિવસે તમામ લોકો ખેતીવાડીને કામે કાજે કે બીજે હરકોઈ કામે જતા નથી. આને એ લોકો "દીહ પાળ્યો" એમ કહે છે.

**હીમારિયો દેવ.** એટલે સીમનું રક્ષણ કરનાર દેવ. તે શિયાળામાં ખેતીનો માલ પાકતી વખત તથા માલ કાઢતી વખત વગેરે સમય ઉપર કરે છે. આ દેવક્રિયા આખું ગામ મળીને કરે છે. ધરધણી ફકત પોતાના ખેતરને માટેજ જે દેવ કરે છે તેને **ખેતરૂપાળદેવ** (ક્ષેત્રપાળ) કહે છે.

**નાદરવો દેવ.** જેઠ માસમાં નાદરવું (કૂમળું ઘાસ) ઊગે ત્યારે કરે છે; એવા ભાવથી કે ચારો સારો થાય ને તે ખાઇને ઢોર સુખી રહે. એ દિવસે સીમમાં જઈ ઢોરને આબાદીમાં રહેવા માટે, ખાખરા, દૂધેરા, વગેરે ઝાડના મૂળિયાં લાવી દેવ આગળ મૂકી છાક પાડેછે. પછી જે દેવ કરવા ગયલા હોય તે જેટલા હોય તેટલા બધા થોડાં થોડાં મૂળિયાં વહેંચી લેછે; ને સૌ પોતપોતાની કહોડમાં છાંટેછે.

**કાકો બળિયો દેવ** એટલે શીતળાનો દેવ. જ્યારે આજુબાજુ

અથવા પોતાના ગામમાં શીળીનો રોગ ચાલતો હોય ત્યારે, અથવા સાધારણ રીતે વર્ષમાં એકવાર એ દેવને પૂજે છે. પૂજવાની રીત ઉપર પ્રમાણેજ છે. છોકરાં કે ઢોરને પોતાનાં ઘરમાં શીતળા નીકળ્યા હોય, તો તે ઘરનાં તમામ માણસો નહાતાં નથી, ને લૂગડાં ધોતાં નથી. અનાજ કાઢવાનું કે પોંદવાનું હોય, તો તે કામ પણ કરતા નથી. શીળી સારી થયા પછી પોતપોતાનાં કામ કરેછે.

**ભવાની માતા.** મરકી વગેરે રોગો ચાલે ત્યારે તેમાંથી બચવાને માતાની ઊજાણી કરેછે, ને દીઠ પાળેછે.

**આહિંદો દેવ.** આ દેવની સ્થાપના જ્યાં ને ત્યાં ગમે તે વખતે થતી નથી; પણ એક મુકરર જગ્યામાં છે. તે જગ્યા પીપલવાડા જે માડવીની અસલ રાજગાદી હતી, ત્યાં એક આહિંદો નામનો ડુંગર છે, તે ડુંગર ઉપર સ્વાભાવિક રીતે એક પથ્થરની ગુફા પડી ગયલીછે, તેમાં એ દેવ રહેછે. તેની બાધા કોઈ મોટા સંકટ વખતે રાખેછે.

**તહેવાર.** એમનો મુખ્ય તહેવાર બીમાસો (દિવાસો) છે. એને આગલે દિવસે લીપણું કરેછે, એટલે ઘરને બધું લીપી કાઢે છે, ને બીજે દિવસે એટલે તહેવારને દિવસે ચોખાના લોટનાં ઢેબરાં (રોટલા) કરેછે, તે સાંજના ખાયછે તથા દારૂ પીએછે. એ સિવાય બળેવ, સરાધિયાં, દીવાળી, વગેરેના તહેવાર કરેછે. તે દરેકમાં લીપણું (લીપી કાઢવું) કરીને દારૂ પીવાનો ધારો છે.

**ખોરાક.** હંમેશનો ખોરાક કોદરા, જુવાર, ભાત (ડાંગર), વગેરે, તથા એજ અનાજનું ભડકું કરી ખાયછે. મરઘાં, બકરાં, માછલાં ખાયછે. ગાય, ભેંસ, વગેરે અતિ ઉપયોગી જનાવરનો આહાર કરતા નથી. તથા કોઈક સમયે અથવા ભૂખમરાના વખતમાં *લોધ પાડેછે.

* નદી, તળાવ, કે ખાડીમાં મોટા દરા હોય છે, તેમાંના પાણી સૂકાઇ ઓછાં થવા માટે, ત્યારે તેમાંનાં માછલાં મારી ખાવા માટે ગામમાંના પાંચ દશ માણસ મળી લોધ પાડવાનો વિચાર કરે છે. પછી હાટ ( બજાર ગુજરી ) વગેરે, ઠેકાણે એ લોકોનો મેળો ભરાયલો હોય, ત્યાં જઇ એક બીજાને ખબર કરી દે કે ફલાણા ગામમાં અમુક જગ્યાએ

સદ્‌ગુણ. એઓ સાચા, વિશ્વાસુ, અને જેનું જેટલું લીધું હોય તેટલું પૂરેપૂરૂં આપે એવા ન્યાયી, પરોણાની આગતા-સ્વાગતા કરવામાં તત્પર, તે એટલે સુધી કે પોતાના ઘરમાં ખાવાનું ન હોય તો ઉધાર ભાગ્યું લાવીને પણ ખવડાવેછે. મિલનસાર ને શાહુકાર પર ખરા આકીનવાળા છે. ખેતીમાં જેટલું અનાજ પાક્યું હોય તેટલું બધું, પોતાના ખાવા માટે પણ રાખ્યા સિવાય, શાહુકારને આપી દે છે. જ્યારે જોઇએ ત્યારે "બી બમણું ને ખાવટી દોઢી" એ ન્યાયે અનાજ લઇ આવે છે. બીને માટે શાહુકારને ત્યાંથી અનાજ લાવે, તો અનાજ પાકે ત્યારે બમણું તોળી આપેછે; ને ખાવટી (ખાવા) માટે લાવે તો દોઢું અનાજ પાછું શાહુકારને આપે છે. શાહુકારને ત્યાં ખાતે લખાય ત્યાં પણ બીને માટે કે ખાવટી માટે આપ્યું એમ લખાય છે. કેળવણી જેટલી આપીએ તેટલી લૂઇ શકે એવા, તથા હુન્નરી કામ શીખવ્યું હોય તો તે કરી શકે છે. પોતે મોઢે કંઇ બાબતની કબૂલત આપી હોય, તો તે ગમે તેમ કરીને પાળે છે. દસ્તાવેજ કે લેખી પૂરાવો કરવાની જરૂર નથી; પણ હાલના લુચ્ચા શાહુકારોએ એઓને જૂઠું બોલવું, બોલીને ફરી જવું, વગેરે દુરાચારને માર્ગે દોરવવા માંડયા છે.

દુર્ગુણ. દારૂ તાડી પીએ છે. ઝાડે જાય ત્યારે હાથ પાણી

અમુક વખતે લોધ પડવાની છે. એમને કલાક મિનિટનું જ્ઞાન નથી, પણ આટલો દીહ ચઢતે એમ વખતનું માપ આપે છે. તે એટલો બધો ખરો પડે છે કે હાલના જમાનાના સુધરેલા લોકનાં ઘડિયાલ તેની આગળ ખોટાં પડી જાય છે; એટલે કે અમુક કલાકે મળવાનું નક્કી ઠરાવ્યું, તો તેમાં વખતે બે ત્રણ મિનિટનો ફેર પડી જાય છે. પણ આ લોકોએ બતાવેલા માપમાં ફેર પડતો નથી. આ ખબર સાંભળી આઠ આઠ દશ દશ ગાઉ સુધીના લોકો ઠરાવેલી મુદતે પોતાના આછવા તથા જાળ (માછલાં પકડવાનાં સાધન) લઇ ઠરાવેલી જગાએ એકઠા થાય છે. પછી નિયમિત વખતે બધા લોકો, જાણે આકાશમાંથી ભૂખે મરતાં તીડનાં ટોળાં કણ઼ણવાળાં ખેતર ઉપર એકદમ તૂટી પડતાં હોયની, તેમ એકદમ ધસારો કરીને પેલા દરામાં તૂટી પડે છે, એટલે દરાના પાણી ડોવાઇ મેલાં થઇ જાય છે. તેથી માછલાંને પાણીમાં નાસવાનો માર્ગ સૂઝતો નથી, અને એકદમ આછવા કે જાળમાં થોડી મહેનતે પકડાઇ જાય છે. આમ કરવાથી થોડી મહેનતમાં ઘણી માછલી જડી આવે છે. ને એક બે દિવસનો ગુજારો કરી લે છે. વખતે કોઇના હાથમાં એકે માછલી આવતી નથી તો તે નિરાશ થઇ ચાલ્યો જાય છે. કેટલાક લોક લોધ પાડતી વખત એક જાતના ઝાડનાં છોડાં દરામાં નાખે છે, તેનો રસ પાણી સાથે મળે છે તેથી માછલાં પાણીમાં દેખી શકતાં નથી, ને પકડાઇ જાય છે.

લેતા નથી. હંમેશ નહાતા નથી. કદાચ ભૂલીને નહાય તો નહાય. બાઇડીઓ ક્વચિત નદી, તળાવ, ખાડી, કે કૂવે નહાવા જાય, તો પોતાની કમ્મર ન પલાળતાં બાકીનું શરીર પલાળેછે. મરદો આખું અંગ પલાળે છે. લૂગડાં ધોતા નથી. બે ત્રણ માસે માથું બોરાવે (મુંડાવે) છે, પણ તે પૂરે પૂરૂં નહિ. માત્ર ચેહેરો કઢાવી મૂકે છે ને બાકીના વાળ કતરાવી નાખે છે. કોઈના મૃત્યુ પાછળ પૂરેપૂરૂં માથું મુંડાવે છે, પણ ચોટલી રાખે છે.

**વેપાર રોજગાર.** નોકર ચાકર રહેતા નથી, ફકત પોતાની ખેતીનોજ ઉદ્યમ કરે છે. બાઇડીઓ ખજૂરીના છટિયાંની સાદડી સાવરણી બનાવેછે, તથા સૂતરની કેંસ ગૂંથી જાણેછે. મરદો પોતાને પહેરવાના જાંગિયા સીવી જાણે છે. ચોથી જાતના બોંડા ચોધરા કેટલાક ખેતી કરે છે, ને કેટલાક નથી કરતા. જેઓ ખેતી નથી કરતા તેઓ પોતાનાં બૈરાં છોકરાં સાથે એક ટોપલામાં લાકડાની પૂતળી (મૂર્ત્તિ) મૂકી ત્રણ જાતના ચોધરાને ઘેર ભીખ માગે છે. જેને જે મળે તે તેના ટોપલામાં નાખે છે; એટલે ઘણું ખરૂં અનાજજ નાખે છે, બીજું કંઈ મળતું નથી. માગેલા અનાજ ઉપર પોતાનો ગુજારો ચલાવે છે. બીજી કોઇ પણ કાળીપરજની જાતિને ત્યાં એ લોકો ભીખ માગતા નથી.

**રહેઠાણ.** ગુણવાળાં છાપરાં બાંધે છે. એક એકની સાથે છાપરાં બાંધી રહેતા નથી. એક બીજાથી ૫૦, ૧૦૦ કદમ દૂર છાપરાં રાખે છે.

**ધર્મ.** ધર્મ શૂન્ય છે, પણ પોતાને હિંદુ કહેવડાવે છે.

**ખાત્તું પીત્તું તથા કન્યાવ્યવહાર.** પોતાની ચાર જાતિમાં પણ એક બીજાને કન્યા આપતા નથી, તો કાળીપરજની બીજી જાતમાં આપેજ ક્યાંથી? ફકત પોતે જે વર્ગનો હોય તેજ વર્ગમાં કન્યા આપ લે કરે છે. ખાવા પીવામાં આગળ આપેલા ક્રમ પ્રમાણે પૂર્વ પૂર્વ ચોધરા જાતિનું ઉત્તર ઉત્તર જાતિના ચોધરા ખાય છે.

કાળીપરજની બીજી જાતનું એઓ ખાતા નથી.

**વેહેમ.** જીવતી તથા મોયલી ડાકણનો વેહેમ અત્યંત છે. જીવતી ડાકણથી બહુ બીએ છે. ભૂતપ્રેતનો, મૂઠ ચોટનો, નજરનો, કરી મૂકવાનો, વગેરે અત્યંત વહેમ છે. કોઇ સાથે કંઈ કારણુસર લઢાઈ થાય તો તે અદાવતના બદલામાં સામા માણસને કંઈ માંદગી કે નુકસાન કરવા તેના પર મંત્ર ફૂંકવો, તે કરી મૂકવું. પણ ખરી વાત તો એટલીજ છે કે અદાવત થઈ હોય ને માંદગી આવી જાય, ત્યારે એમ કહે છે કે ફલાણાએ કરી મૂક્યું. જો કંઇક કારણુસર ઘરમાં માંદગી આવી જાય અથવા તો ઘરમાંના બે ચાર ઢોર મરી જાય, અથવા માણસ ભાંગે (મરે), તો એમ વેહેમ ખાય છે. અથવા છાપરૂં બળી જાય, તો એમ સમજે છે કે આ છાપરૂં ધાર્યું નહિ. માટે ત્યાંથી છાપરૂં તોડી પાડી બીજે ઠેકાણે બાંધે છે. એક ઘરનાં બધાં માણસો સાથે બેસીને ખાતાં નથી, તેમ એક બીજાના જોતાં ખાતાં નથી. એક બીજાથી આડું મોઢું રાખીને ખાય છે. એક બીજાનું ઓટેલું ખાતાં પીતાં નથી. પોતાની જાત સિવાય બીજા કોઇ જાતના પુરૂષ સાથે સ્ત્રી જનાકારી કરે તો તેને વટલી એમ ગણે છે. એને પવિત્ર કરવા માટે પંચ ન્યાતું કરાવે છે ને ન્યાતમાં લેછે. અનાજ ખળીમાં હોય ત્યારે તેમાંથી ડાકણ, ભૂત, વગેરે માલ ઊડાવી ન જાય, માટે ખળીની આસપાસ કુંડાળું કરેછે. પછી અનાજ ઘેર ભરી લાવે છે. માંદગી આવે તો ધુણા પાસે ઝૂડાવી સારૂં કરવાને વધારે રાજી; અથવા તો જંગલના પાન (કોઈ ઝાડના પાંદડાં), ફળ, ફૂલ, કંદ, મૂળિયાં, વગેરેનો ઉપચાર પોતાની જાણ પ્રમાણે કરે છે; પણ વૈદ્ય કે દાક્તરની દવા ખાતા નથી. વખતે કોઈ ઉપાયથી સારૂં ન થાય, તો આખરનો ઉપાય ડામ દેવા એજ છે.

**પહેરવેષ.** મરદનો પહેરવેષ જાંગિયો, જે કેડથી ઘૂંટણના ઉપલા ભાગ સુધીનો હોય છે તે, તથા માથે ધોળી પાઘડી તથા ટૂંકો અંગરખો. બાઇડી લાટિયું કે કાબરૂં નામનું સૂતરનું જાડું, રંગેલું

કપડું પાંચ હાથ લંબાઇનું હોય છે તે એક કાછડો મારી પહેરેછે, ને બીજું માથે બાંધેછે કે ઓઢેછે. સ્રીઓ પગમાં કલાઈનાં કલ્લાં પહેરેછે, તથા હાથમાં પિત્તળના વાળા (છાલી) તથા ગળામાં કીડિયાંનાં ઘરેણાં પહેરેછે. કાનમાં પિત્તળના વીટલા પહેરે છે. પહેરવેષ તથા ઘરેણાં ઉપરથી કાળીપરજની તમામ જાતો જૂદી જૂદી ઓળખાઇ આવેછે. મરદ મૂછ રાખેછે, દાઢી રાખતા નથી; તથા માથે થોડી ચોટલી રખાવી બાકીનો ચેહેરો કઢાવેછે.

**રાચરચીલાં.** ખાવા પીવાનાં માટીનાં વાસણ તથા તુંબડીનાં ડોબરાં. ઓઢવા પાથરવામાં ઊંચે આભ ને નીચે ધરતી. જો કોઇને ખજૂરીની સાદડી ને વહાણથી ભરેલો લાકડાનો અનઘડ ખાટલો મળ્યો તો તે સારી સ્થિતિનો ગણાય. કોઇ સારો ગૃહસ્થ હોય, તો ગાડી, બળદ, ખેતીનાં ઓજાર, જેવાં કે સાદાં હોળ, કુહાડી, કોદાળી, દાતરડું, દાતરડી, ઓરણી, વગેરે હોય છે.

**સ્થિતિ** અતિ કંગાળ. ખાવાનું મળે તો રહેવાનું નહિ, ને રહેવાનું મળે તો ખાવાનું નહિ. છોકરાંને ખવાડે તો માબાપને એક બે દિવસ ભૂખમરા કરવા પડે. એક બે દિવસની ભૂખથી માબાપ ખાવા બેસે તો છોકરાં ટમટમે ને કલવલે. ખાવાનું ન મળતાં બચ્ચાં નિરાશ થઇ રડી રડીને જમીન પર આમ તેમ લોટતાં ઊંઘી જાય છે, ને માબાપ નિર્દયતાથી પોતાના પાપી પેટને ભરેછે. વાપરવાને રોકડો પૈસો પાસે નહિ. કંઈ વેચાતું લેવું હોય તો દાણો વેચી તેના પૈસા કરી વેચાતું લે, અથવા સાટે લે.

**ભાષા.** ચોધરી ભાષા બોલેછે. ગૂજરાતી સાથે ઘણો સંબંધ રાખેછે.

| ગૂજરાતી. | ચોધરી. |
| --- | --- |
| હું આહિંદો દેવ પૂજવાને જાઉંછું, | દેવ પૂજણે આહીંદે જાતોમ્ |
| તું આહિંદે ગયો હતો? | આહીંદે ગોનો. |
| હું કડોદ હાટ કરવા જાઉંછું. | કુડુદ હાટ કરને જાતામ્ |

## ઢોડિયા (ढूंडिया).

ઢોડિયા જાતિ નાના ચોધરાની રીતભાત સાથે ઘણી વાતમાં મળતી આવેછે. નાના ચોધરાનું એઓ ખાતા નથી, તેમ નાના ચોધરા એનું ખાતા નથી. એની વસ્તી વાંસદા, ધરમપુર, વલસાડ, ચીખલી, વગેરેની આસપાસ છે. એ જાતિ સાથે નાયકા ભેળાયલા રહેછે; એટલે જે જે ગામમાં ઢોડિયા રહેછે, તે તે ગામમાં નાયકા પણ રહેલા હોયછે. પરંતુ ઢોડિયાના જથાથી દૂર પોતાનો જથો બાંધી રહેછે, તે નાયકાવાડ નામથી ઓળખાય છે. નાયકા જાતિનું એઓ ખાતા નથી. કદાચ ભૂલથી નાયકાનું ખવાઈ જાય, તો તેમાં નાયકાની વધારે કસૂર ગણાયછે. કેમકે એઓમાં એવો રિવાજ છે કે ખાવા પીવાના વ્યવહારમાં નાયકા ભળી જાય, તો તેણે " હું નાયકો છું " એમ કહી દેવું જોઈએ. જો એમ ન કહે ને કોઇ ઢોડિયો વખતે તેનું ખાઇ લે, તો પેલો નાયકો કસૂરવાન ગણાયછે, ને ઢોડિયો વટલ્યો એમ ગણાયછે. એ વટલેલને ન્યાતું કરી પાછો ન્યાતમાં લેછે.

**ન્યાતું કરવાની રીત**—વટલેલ ઢોડિયો પંચ ભેગી કરેછે તથા ભગતને બોલાવેછે. તે ભગત આગળ પાશેર દોઢ પાશેર જુવારની ઢગલી વાળેછે. પછી ભગત દાણા જૂએછે, તેમાં જો ગુસમાઇ દેવ (એ લોકોનો દેવ) વટલનારને ન્યાતિમાં લેવાનો હૂકમ કરે તો લેવાય; નહિતો ન લેવાય. જો ના કહેતો તે વખતે પંચને તથા ભગતને રજા આપી દે છે. ફરી બીજી વખત પંચ તથા ભગત બોલાવેછે, ને તેમજ કરેછે. જો તે વખતે દેવ હા કહે તો આખી પંચ બોલાવેછે. (આગળ જે પંચ બતાવી તે ચાર પાંચ મુખી માણસનેજ બોલાવવાની જાણવી.) પછી તે પંચ આગળ પેલો ધૂણો કહેછે કે "ગુસમાઈ દેવે અમુક માણસને ન્યાતમાં લેવાનો હૂકમ કર્યો છે માટે તેને લેવો". આટલું થયું કે વટલનારને એકઠી મળેલી પંચમાં બેસાડેછે, ને ત્યાં બધા દારૂ તાડી પીએ તેની સાથે પેલા વટલનારને પણ પાયછે. આ

દારૂ તાડીનો ખર્ચ વટાળનાર નાયકાને આપવો પડેછે. જો તે નાયકો ન આપે તો તેને માર મારેછે, તથા નાયકા જાતિમાંથી બહાર મૂકાવેછે. નાયકા ઢોડિયા જાતિનો એવો પ્રતિબંધ છે કે એક બીજાના ફેંસલામાં મદદ આપવી. નાયકાની કન્યા લેતા નથી, તેમ આપતા નથી. કદાચ કોઇ લે તો તે નાયકો થઇ ગયો એમ ગણાય છે.

**જન્મ ક્રિયા.** ચોધરા જાતિને મળતી છે.* વખતે દાયણની મદદ લેછે. સુવાવડમાં બંટી, કોદરા, નાગલી, વગેરેનાં ઢેબરાં ખાય છે. ૧૨ દિવસ અથવા સવામાસ સુધી આભડછેટ પાળેછે. ત્રણ ચાર વર્ષનાં છોકરાં થાય કે લંગોટી મરાવેછે. ઉમ્મરે પહોંચતાં, એટલે ૧૫–૧૭ વર્ષની ઉમરનાં થતાં લગ્ન કરેછે. તે એવી રીતે કે (૧) ખંધાડિયો રાખીને અગર (૨) ખંધાડિયો રાખ્યા વગર.

**લગ્નક્રિયા.** [૧] જેઓ ગરીબ હોય છે તે પોતાને ઘેર ખંધાડિયો રાખે છે. ખંધાડિયો હેળવવાની રીત ચોધરાના જેવી છે. વરવાળાએ કન્યાના બાપને દેજ ના રૂા. ૧૬) આપવા પડે છે. પછી લગ્ન થાય છે. કન્યાને બારણે આખી રાત નાચણું પાડેછે. વરકન્યાને સામસામા બેસાડી એક અનુભવી બાઇડી વરકન્યાના આઠ બાર પરસ્પર માથાં ઠોકાવેછે, એટલે લગ્ન થઇ ગયાં એમ સમજેછે. દારૂ તાડી પીતાં જાયછે ને નાચતાં જાયછે, તથા ગીત ગાતાં જાય છે. આ પ્રમાણે એક રાત કરી વરને ત્યાંજ મૂકી વરના સગાંવહાલાં સૌ પોતપોતાને ઘેર ચાલ્યાં જાયછે. પછી પેલો પરણનાર સાસરામાં બે ત્રણ વર્ષ રહેછે. એક બે છોકરાં થાય કે પછી સસરાના ઘરમાંથી નીકળી બીજું ઘર માંડી ગમે ત્યાં જઇ શકે છે. આ રીતે લગ્ન કરવામાં બન્ને પક્ષને ખર્ચ કમી થાયછે.

(૨) જે સારી સ્થિતિવાળો હોય છે તે પોતાના છોકરાને ખંધાડિયો મોકલતો નથી, પણ વિવાહ કરી લગ્ન ઠરાવી જાન કાઢીને

---

* એ જાતિના નામની સંજ્ઞા જીવણો, મકન, નરજી, હામલો, વગેરે; તેમ સ્ત્રી જાતિના લાછુડી, દીતુડી, લખડી, કંકુડી, વગેરે છે.

જાય છે. એ જાનનો ખર્ચ વરવાળાને પૂરો પાડવો પડે છે. પછી ઉપર બતાવેલી રીત મુજબ લગ્ન થાય છે, ને વરવાળો કન્યાને પોતાને ઘેર લઇ જાય છે.

**મરણક્રિયા** ચોધરાને અનુસરતીજ છે. ચેહ ખડકી બાળી મૂકી ઘેર આવે છે. ઠઠારૂં વગેરે કરે છે. મરનારની પાછળ સ્ત્રી તથા પુરૂષો સ્નાન કરેછે, તથા રડે છે. છાર ધોતા નથી, પણ તેજ જગ્યાએ રાખનો ઢગલો કરી મૂકે છે તે ઊડી જાય છે. દહાડા ખર્ચ ગમે ત્યારે, એટલે મહીને, વર્ષે, કે બે વર્ષે પણ કરવો પડે છે. ખર્ચમાં વાલ, રોટલા, દારૂ, તાડી, વગેરે ખવાડે છે. જો બીલકુલ ખર્ચ ન કરે તો તે બહુ નબળો ગણાય છે.

**ખતરૂં.** મરનાર ભૂત થયો એમ જો જાણવામાં આવે તો ખતરૂં મૂકે છે. આ ખતરૂં પથ્થરનું નહિ, પણ સિંદૂર ચોપડેલું લાકડાનું પૂતળું હોય છે, તે ચોધરાની રીત પ્રમાણે અમુક જગ્યાએ મૂકી આવે છે. મરનારની પાછળ સૂતક કાઢે છે. સગાંવહાલાં ચોથે દહાડે સ્મશાનમાં જઇ મૂછ મુંડાવે છે. ત્યાં તૂર, થાળી, વગેરે વગાડે છે.

**ફારગતી.** ધણી સાથે ન બનવાથી ફારગતી થાયછે. અપરાધ પ્રમાણે ગુન્હેગાર પાસે દંડની રકમ લેવાય છે ને પંચની મારફત ફારગતી થાય છે. બનતાં સુધી આ જાતિની સ્ત્રી ધણી જીવતો છતાં બીજા સાથે નાતરે જતી નથી. આનું મુખ્ય કારણ હેળવેલાં ( પસંદ પડતાં) સ્ત્રી પુરૂષનાં જોડાં છે.

રંડાપાના ચિન્હમાં હાથ પગની કડકી તથા વાળા (એ નામના પિત્તળનાં છાલિયાં) ઊતારી નાખે છે ને તે વેચી ખાય છે. કદાચ નાતરે જાય તો ફરીથી પહેરે છે.

**દેવ.** હીમારિયો, આહિંદો, ગુસમાઇ, શામલા દેવ, વગેરે જૂદા જૂદા ચોધરા જાતિ પ્રમાણે ઘણા દેવ છે; ને તેને માનવાની રીત પણ તેવીજ છે. ગુસમાઇ દેવ ઊનાઇથી એક ગાઉ ઉપર પદમડુંગરી નામની ડુંગરી છે તેની ગુફામાં રહે છે. એ એક માણસના આકારનું

પથ્થરનું પૂતળું છે. શામલા દેવ ધરમપોરની પાસે આવેલા મોટીઢ્ઢાં-વેલ નામના ગામમાં છે. તેનું મોટું દેહેરૂં છે ને એ પણ મૂર્તિ છે. ઢોડિયા જાતિ આ બે દેવ (ગુસમાઇ, શામલા) ને વધારે માને છે.

**તહેવાર.** દીવાસો મુખ્ય તહેવાર છે. એ દિવસે જાર, બંટી, કે નાગલીના લોટનાં ઢોકળાં* બનાવી ખાય છે. બીજા તહેવાર દીવાળી, દશરા, હોળીને ગૌણરૂપે માને છે.

**ખોરાક.** હંમેશનો ખોરાક કોદરાનું પેજું કે પેજવું (કોદરાની ઝીણી કોદરી કાઢી તેને છાશ કે આમલીના પાણીમાં મીઠું નાખી ઊકાળેલું ) છે. એ સિવાય નાગલી, બંટી, જારના રોટલા, માછલાં, મરઘાં, તથા બોકડાં ખાય છે. બીજાં જનાવરનો આહાર કરતા નથી.

**સદ્ગુણ** ચોધરા જાતિને મળતા છે. વિશેષમાં એટલુંજ કે ચોધરા કરતાં આ જાત બહુજ ઉદ્યમી છે, તથા બુદ્ધિમાં ચઢિયાતી છે. ચોધરા કરતાં નહાઇ ધોઇ વધારે સ્વચ્છ રહે છે, અને સીકલદાર ને મજબૂત બાંધાના છે.

**દુર્ગુણ** ચોધરા જાતિને મળતા, પણ કંઇક ભાગે ઓછા છે. સ્ત્રી તથા પુરૂષોમાં ખાસ પ્રકૃતિ એવી છે કે સ્ત્રીના કપડાંનો જરાક કડકો મરદ પોતાની લંગોટી સાથે અથવા કમ્મરે બાંધી રાખે છે, તેમ સ્ત્રી પુરૂષના થેપાડાનો જરાક કડકો પોતાના લૂગડાં સાથે બાંધી રાખે છે.

**વેપાર રોજગાર** ખેતી કે ચાકરી, અથવા છૂટક મજુરી. પાડાથી ખેતીનું કામ કરે છે.

**રહેઠાણ.** પડાળિયાં છાપરાં કે નળિયેરી ઘર બાંધીને રહે છે. ઝાડીના ભાગમાં રહેવું વધારે પસંદ કરે છે. ઘર પાસે પાસે બાંધતા નથી; પણ પોતાની જાતનો જથો કરી રહે છે. એટલે ઘર તો દૂરજ, પણ તેટલો લત્તો ઢોડિયાનીજ વસ્તીવાળો હોય, બીજી જાત નહિ.

---

* વિશેષ કરી જુવારના લોટનાં, માંહે મીઠું નાખી પાણીથી બાંધી બાફી કાઢે છે, અને ખાય છે. એ દિવસે મરઘાંનાં બચ્ચાં ઘણાં મારી ખાય છે.

**ધર્મ**. ધર્મશૂન્ય, પણ પોતાને હિંદુ કહેવડાવે છે.

**ખાવું પીવું તથા કન્યાવ્યવહાર.** પોતાની જાતિ સિવાય બીજી કાળીપરજની કોઇ પણ જાતિ સાથે નહિ.

**વહેમ** ચોધરાની પેઠે તમામ જાતના છે. જીવતી ડાકેણનું નાક વઢાડી નાખે છે, તથા માર મારે છે.

**પહેરવેષ**. મરદ લંગોટો વાળે છે, તથા પ્રસંગોપાત્ત ઉપર એક નાની પોતડી વીંટાળેછે. સ્ત્રીઓ ઘૂંટણની ઉપરથી કાછડો વાળી લૂગડું પહેરેછે; તથા પગની પાનીથી ઘૂંટણસુધી પિત્તળના વાળા પહેરેછે; અને હાથે પોંચાથી કોણી સુધી પિત્તળની કડકી પહેરેછે. મરદ માથે ટોપી પહેરેછે કે વખતે ફેંટો વીંટાળેછે.

**રાચરચીલાં**. ખાવા પીવાને માટીનાં વાસણ તથા તુંબડીનાં ડોબરાં હોય છે. પાથરવામાં ખજુરીની સાદડી તથા ઓઢવામાં પહેરેલું કપડું. ખેતીનાં ઓજાર બહુ સાદાં રાખેછે. હળ, ઓરણી, કુહાડી, ધારિયું, કોદાળી, દાતરડું, વગેરે.

**સ્થિતિ** કાળીપરજની બધી જાતને મુકાબલે કંઈક સારી; બાકી તમામ બાબતમાં છેક નબળી.

**ભાષા**. ભાષાની રચના ગૂજરાતી જેવીજ છે; પણ શબ્દોચ્ચારણમાં કંઇક કંઈક ફેરછે. દ્રષ્ટાંત;—

| **ઢોડિયાની બોલી.** | ગૂજરાતી. |
|---|---|
| ભાવડ! હકાલે કૂકડા વાહતે વાંહદે જાવના હે. | ભાઇ! સવારે મરઘો બોલતે હું વાંસદે જવાનો છું. |
| આજ આવહીં તો આવહીં નઈ તો પરવાનદી આવહીં. | આજ આવીશ તો આવીશ, નહિતો પરમ દહાડે આવીશ. |
| આજ માડવી જાવ લાગા તે પરમાનદી આવ લાગા. | આજ માડવી જઇ પહોંચીશ તે પરમદહાડે આવી પહોંચીશ. |

# नायकाजाति विषे.

ઢોડિયાથી ઊતરતી જાતિ નાયકા છે. એઓ ઢોડિયાનું ખાય છે, ઢોડિયા એનું ખાતા નથી. આ જાતિનો તમામ વ્યવહાર ઢોડિયા જાતિને મળતો છે. માટે જે જે બાબતમાં જૂદાપણું માલમ પડે છે તેટલુંજ લખ્યુંછે.

**જન્મક્રિયા.** દાયણને બોલાવેછે. બે માસ લગી આભડછેટ પાળેછે. નામસંજ્ઞા ઢોડિયાના જેવીજ છે. ઋતુધર્મ પાળેછે. ૪ દિવસ સૂધી કોઇ ચીજને અડતી નથી.

**લગ્નક્રિયા.** ઢોડિયા જાતિ પ્રમાણેછે. પૈસા મળે તો પરણેછે. પૈસા ન મળે તો ખંધાડિયે જાયછે. દેજના રૂ.૧૧ાા વરવાળો આપેછે.

**મરણક્રિયા.** મરણની ક્રિયા ઢોડિયા જાતિ પ્રમાણેછે. મરણમાં તથા પરણવા વખતે થાળી તૂર વગાડેછે. લાસને બાળી મૂકેછે. ત્યાં નવાણની જરૂર નથી. એક જગ્યા ઠરાવેલી હોયછે ત્યાં મૂકેછે. પછી તે રાખ લઇ નદી કે ખાડીમાં નાખી આવેછે. બાઇડીઓ મરનારની પાછળ રડેછે તથા કૂટેછે. કહારૂં કર્યા પછી એઓ ખાંધિયું કરેછે (એક છોકરો ને એક છોકરી બેસાડી તેને રાંધેલા ચોખા ખવાડેછે). પછી મરજીમાં આવે ત્યારે દહાડા ખર્ચ કરે છે. પણ દહાડો કર્યા સિવાય છૂટકો નહિ. જો હાંસી ખુશીથી ન કરે તો માર મારીને કરાવેછે, તથા દંડ લઇને પણ કરાવેછે.

**નાતરૂં તથા ફારગતી.** ધણી છતાં તેની તલાક મેળવી તથા ધણી મરી ગયા પછી નાતરૂં થઇ શકેછે. બીજો વ્યવહાર ઢોડિયા પ્રમાણેછે.

**ખતરૂં.** મરનાર ભૂત થયોછે એમ ધૂણો ધૂણીને કહે, તો તેના નામથી પથ્થરનું કે લાકડાનું ખતરૂં મૂકેછે. ઘૂમટ કે ઘોડા મૂકવાનો રિવાજ નથી. સૂતક પાળે છે.

રંડાપાના ચિન્હમાં હાથ પગની કડકી ઊતારી નાખે છે. નાતરૂં કરે ત્યારે ફરીથી પહેરે છે.

**ખાવું પીવું તથા કન્યાવ્યવહાર** ફક્ત નાયકા જાતિમાંજ.

**ખોરાકમાં** પેજું, કે વખતે ઘાટું કે નરમ રાખેલું પેજું વાપરેછે.

**દેવ, તેહેવાર, સદ્ગુણ, દુર્ગુણ, વેપારરોજગાર, રહેઠાણ, ધર્મ, અને વહેમની** બાબતમાં ઢોડિયા સાથે મળતાજ છે.

**પહેરવેષ.** મરદનો પહેરવેષ ઢોડિયા જેવોજ છે. બાઈડીનો પણ તેવોજ છે. ફેર માત્ર એટલોજ છે કે પગે વાળા પહેરે છે ને પાનીથી ઘૂંટી સુધી નહિ, પણ પગની પાનીથી ઘૂંટણ સુધીના અર્ધા ભાગ સુધી પહેરે છે. તેમ હાથે કડકી પહેરે તે પણ અર્ધી કહોણી સુધી પહેરે છે. આટલાથીજ ઢોડિયા જાતિથી એ જાતિ જુદી ઓળખાઇ આવે છે. બાકી બધી બાબતમાં એકરૂપજ છે. તે માટે એ લોકોમાં સખત ધારો કરવામાં આવેલોછે કે ઢોડિયા તથા નાયકા એકઠા મળતાં નાયકાએ તુરતજ કહી દેવું કે "હું નાયકો છું".

**રાચ રચીલાં, સ્થિતિ, ભાષા** ઢોડિયા પ્રમાણે છે.

## વસાવા કે ભીલ.

કાળીપરજ પૈકી ચોધરા, ઢોડિયા, નાયકાથી ચોખ્ખાઇમાં ઊતરતા વસાવા છે. એની રીતભાત તથા વ્યવહાર ઘણા અંશમાં ચોધરા સાથે મળતાં છે, એટલે જેમાં જૂદા પડે છે તે દર્શાવ્યું છે.

સુવાવડમાં ૧૨ દિવસ આભડછેટ પાળેછે, અને સાદો ખોરાક જેવો કે કોદરી, ઢેબરાં, વગેરે ખાયછે, તથા ઊંચો દારૂ પીએછે, અને મરઘાં ખાયછે. સૂંઠ, કોપરાં, વગેરે શકિત પ્રમાણે ખાય છે. છઠ્ઠીને દિવસે દામજી, કુંવરીઓ, દેવચંદ, વગેરે નામ પાડેછે.

૪-૫ વર્ષની ઉમરે છોકરાંને લંગોટી મરાવે છે તથા છોકરીને માથે લુગડાંનો એક કકડો બાંધે છે. દશ બાર વર્ષ અને તે ઉપરાંતની વયે લગ્ન કરે છે. ઋતુધર્મનો બાધ લેતા નથી.

### ખંધાડિયો રાખ્યા સિવાય લગ્નની રીત.

**લગ્નક્રિયા.** છોકરા છોકરીનાં માબાપ તથા બીજાં સંબંધી

મળી વિવાહ નક્કી કરેછે. પછી તે દિવસના ગાંઠ* પાડી ઊઠી જાયછે. લગ્નને દિવસે વરકન્યાને પીઠી ચોળેછે તથા માડવો કરેછે; ને માડવાની વચમાં ઊભો વાંસ દાટે છે. જાનવાળા આવે તેવા પાદરે મુકામ કરેછે. સાથે બાંધી આણેલા રોટલા વાલ ખાઇ દારૂ પીને ત્યાંજ નાચણું પાડે છે, તથા તૂર ઢોલક વગાડતા જાય છે. આ પ્રમાણે આખી રાત વરના મુકામ પર તથા કન્યાને ત્યાં નાચણું પાડે છે. બીજે દિવસે સવારે વરવાળા એક ટોપલો તથા તેમાં લૂગડું ને કાંચળી મેલી ગાતા વગાડતા કન્યાને ત્યાં જાય છે, ને દેજના રૂ. ૨૨) તથા પેલો ટોપલો આપી પાછા પોતાના મુકામ પર જાય છે. પછી ખાઈ પીને વરને લઇ વાજીત્ર વગાડતા કન્યાને માડવે જાય છે, ને ત્યાં નાચણું શરૂ કરે છે. આ વખતે વરને એક મરદ ખાંધે બેસાડે છે ને નાચે છે. એટલે કન્યા તરફનો એક માણસ કન્યાને ખાંધે લઇ નાચણામાં દાખલ થાય છે. આ વખતે વાજાં બહુ જોસબંધ વાગે છે, ને નાચણું ખુબ જોરપર ચાલે છે. એ વખતે વરકન્યા એક બીજા ઉપર ચોખા નાખે છે, એટલે લગ્ન થઇ ગયાં એમ માને છે. આ નાચણું એવી રીતે પાડે છે કે, વસાવીઓના એકેક પગમાં બબ્બે પિત્તળનાં કલ્લાં હોય છે તે ઠેકડાબંધ નાચે છે; ને પગના ઠેકડા (ઠેસ) એવી રીતે મારે છે કે એઓ જે છેલિયા (રાગ રાગણી) ગાય છે, તેના તાળની સાથે બરોબર મળી રહે છે; ને તેથી પેલાં કલ્લાં ઠોકાય છે તેનો ઝીણો શોર નીકળે છે, તે તથા બાઇડીઓનો કંઠ અને તૂર, ઢોલક તથા થાળીની થાપ તે બરોબર આવી રહે છે; અને તેથી તે એવું તો સુંદર અને મનોહર થઇ રહે છે કે શુષ્ક પણ પ્રેમાળ, ને નીરસ પણ રસીલો બની જાયછે. સાંજ પડતાં નાચણું પૂરૂં થાય કે કન્યાને લઇ વરવાળા પોતાને મુકામે

* ગાંઠ પાડવા—એ લોકોને તિથિ, વાર, મહીનો, કે વરસનું જ્ઞાન નથી, તેથી લગ્ન ઠરાવતી વખતે લગ્નના દિવસને જેટલા દિવસ રહેલા હોય તેટલા દોરડીએ ગાંઠ પાડી બન્ને પક્ષવાળા એકેકી પોતાની પાસે રાખે છે. પછી રોજ એકેક ગાંઠ છોડે છે. જે દિવસે બધી ગાંઠ છૂટી રહે છે ત્યારે જાન લઇ પરણવા જાય છે.

આવે છે, ને ત્યાંથી પછી પોતાને ઘેર જતા રહે છે.

**ખંધાડિયો** રાખવાનો રિવાજ છે, પણ કોઈકજ રાખે છે. ખંધાડિયો રાખવાની રીત ચોધરાને મળતી છે. જે ખંધાડિયે જઇ રહીને પરણે છે તેને દેજના રૂ. ૨૨) તથા બીજો ખર્ચ જે પરણનારને આપવો પડે છે તે આપવો પડતો નથી.

**નાતરૂં તથા ફારગતી.** ધણી ધણિયણીના અણબનાવથી ફારગતી આપવાનો રિવાજ છે. ફારગતી થયા પછી નાતરૂં કરે છે, અથવા તો ધણી મરી ગયો હોય ત્યારે નાતરૂં કરે છે.

**મરણ ક્રિયા.** લાસને નવાડી કરકટી (ખાટલી) પર નાખી ઉચકી લઇ જાય છે. જો મરનાર ઘરડો હોય તો તેની આગળ તૂર, થાળી, વગેરે વગાડે છે; ને જુવાન અગર છોકરૂં મરેલું હોય તો વાજાં વગાડતા નથી. લાસને કોઈ બાળે છે ને કોઈ દાટે છે. નવાઈ જેવું એટલું છે કે મરનારના સંબંધમાં જે જે ચીજો વાપરમાં હોય, જેવી કે ખાટલો, ખાવાનાં વાસણ, કુહાડા, ભાલા, તીર, બરછી, લૂગડાં લત્તાં, વગેરે જે જે હોય તે તેની સાથે બાળે છે અથવા દાટે છે; એટલે જેની લાસને બાળે છે તેના સામાનને પણ બાળે છે, ને જેની લાસને દાટે છે તેના સામાનને પણ દાટે છે. લાસને સળગાવી મૂકી તુરતજ ઘર ભણી પાછા વળે છે. પાદરે બેસી કહારૂં કરે છે; ને ત્યાંને ત્યાંજ (પાદરે) બેસી તેજ વખત દહાડો કરે છે. તેમાં બાફણું તથા રોટલા ખવરાવે છે. પછી કુટુંબનાં જેટલાં મરી ગયાં હોય તેટલાંના નામથી મરઘાંના બચ્ચાં વાઢે છે ને ખાઇ જાય છે, તથા સાથે દારૂ પીતા જાય છે. આટલું થાય છે એટલામાં મરનારનો કોઇ કુટુંબી હોય તે ઝટ ઊઠી કામડી અને કાપડા (તીર) થી ત્યાં જે ઝાડ હોય તેને વીંધે છે. આટલું થયું એટલે દહાડા ખર્ચની બધી ક્રિયા થઇ ચૂકી એમ મનાય છે. પછી અહીંથી ઊઠી મરનારને ઘેર જાય છે ત્યાં બીડી તમાકુ કરી પોતપોતાને ઘેર જતા રહે છે. બાઇડીઓ પણ લાસ ઘરમાંથી બહાર નીકળી કે

રડતાં રડતાં નવાણે નહાવા જાય છે. નહાઇ આવી દારૂ પી પોતાને ઘેર જતી રહે છે. બીજે દિવસે મરનારના નજીકના નજીકના બે ચાર સંબંધી પાછા સ્મશાને જાય છે; ને જો લાસ બળવાની રહી ગઈ હોય, તો પૂરી બાળી તેની છાર ધોઇ પાછા ઘેર આવે છે. તાત્કાલિક દહાડો કરવાને જેઓ શકિતમાન ન હોય, તેઓ ગમે તે વખતે દહાડો કરે છે. પણ જ્યારે કરે ત્યારે ઉપર બતાવ્યા પ્રમાણેની બધી વિધિ કરવામાં આવે છે.

**ખતરૂં** મૂકવાનો રિવાજ ચોધરા પ્રમાણે છે; પણ ફેર એટલો છે કે બધાનેજ નામે અથવા ભૂત થાય તેને નામે ખતરૂં મૂકતા નથી. પણ જે અકસ્માતથી એટલે પાણીમાં ડૂબી જઈને અથવા વાઘ વરૂથી અથવા દુશ્મનના હાથથી એકાએક મરણ થયલું હોય તેના નામનું ખતરૂં મૂકે છે.

## ચોધરા જાતિ કરતાં વધારો.

**દેવ**. પીરને માને છે.

**સદ્ગુણ દુર્ગુણ**. અતિ ચાલાક, ને ચકોર છે. મોટો દુર્ગુણ એ છે કે ચોરી કરે છે. એ ધંધો પોતાના બાપ દાદાથી ચાલ્યો આવેલો સમજી માન આપે છે. પણ હાલ કેટલાક એ ધંધો છોડી ખેતી વગેરેને કામે વળગ્યા છે. એ શિકારી છે.

**ખોરાક**. ગાય, બળદ, ભેંસ, પાડા વગેરે જાનવરને ખાય છે. આથીજ ચોધરા જાતિથી એઓ જૂદા પડેલા છે. એ જાનવરને ચોધરા ખાતા નથી.

**વેપાર રોજગાર** ખેતી તથા મજૂરીનો તથા ચોરીનો છે એઓનાં સાગબાર તથા વાડી (નાદોદમાં), અને ટોકરવામાં (ગાયકવાડીમાં) રાજ્ય છે.

**રહેઠાણ** જંગલમાં; પણ તેના સપાટ ભાગમાં છાપરાં કે ઘર બાંધી રહે છે. છાપરાંનાં બારણાં ઊભે મોભે મૂકે છે. ચોધરાનાં બારણાંનેવાં આડે મોભે હોય છે.

**ખાવા પીવાનો તથા કન્યાવ્યવહાર** પોતાની જાતિમાંજ, કાળીપરજની કોઇ બીજી જાતમાં નહિ.

**વેહેમ** શુકન અપશુકનનો, ભવિષ્યના વર્તારાનો, મંત્ર, તંત્ર, અને જંત્રનો રાખે છે.

બાકી બધી બાબતમાં ચોધરા સાથે મળતા છે.

**પહેરવેષ.** મરદ બદન પહેરે છે. ઠેપાડું અથવા સુરવાલ પહેરે છે, ને માથે ઘણુંકરીને ધોળી કે લાલ પાઘડી પહેરે છે. કાનમાં રૂપાના વીટલા તથા હાથમાં રૂપાનું કડું ઘાલે છે. બાઇડીઓ ઘાઘરો, લુગડું, તથા કાપડું પહેરે છે; અથવા એક લુગડું લઇ તેના બે કકડા કરી એક ભાગ કાછડો મારી પહેરે છે ને બીજો માથે ઓઢે છે. પગમાં પિત્તળનાં બેબે કલ્લાં (એકેક પગમાં) પહેરે છે. હાથમાં છાલી તથા કાનમાં પિત્તળની અકોટી ઘાલે છે. જેઓ છેક જંગલના ભાગમાં રહે છે તે બીલકુલ કાપડાં પહેરતાં નથી, અને તેઓની એક વિશેષ ખાસિયત એવી છે કે મરદ બાઈડીના લુગડામાંથી એક લંગોટી કાઢી લે છે, તે દિવસના કંદોરા (દોરીનો) સાથે લટકતી બાંધી રાખે છે, ને રાતના સુતી વખત બીજાં કપડાં કાઢી નાખી તેની લંગોટી મારી સુઇ જાય છે.

**રાચ રચીલાંમાં** ફક્ત ગણેહલું (ખાતર પાડવાનું ઓજાર) તથા તીરકામઠું વધારે છે; બાકી ચોધરા જાતિ પ્રમાણે.

**સ્થિતિ.** સ્થિતિમાં તો પૂછવાનુંજ શું? લૂટની આપપત ને ધાડનો વરો; દરની માટી દરમાં ને લાકડું ફાજલમાં. ચોરી કરીને પૈસા ઢગે ઢગ લાવે, ને પછી બેસીને ખાય. કશો ધંધો રોજગાર કરે નહિ. ખાઈ પીને મોજ કર્યા કરે. મળ્યું તો મીર (અમીર), નહિ તો ફકીર. ખાવાનું ખૂટ્યું કે ચાલ્યા ચોરી કરવા. જો લાગ ફાવ્યો તો લાવ્યા. જો પકડાયા તો ભોગ કરી વળ્યા. વરસ છ માસ કેદ પડ્યા તો ખાવાના સાંસા. હરામનું ખાનારને ઉદ્યોગ સુઝ પડતો નથી. ફોગટનું લૂટનું આવે એટલે શું કામ જાત તોડે? આથી

એઓની સ્થિતિ છેક નબળી, તે એટલી કે વખતે રાંધ્યા વાલે મીઠું પણ ન મળે.

**ભાષા** ચોધરી ભાષાથી કંઈક ફેર છે. પણ ગુજરાતી સાથે સંબંધવાળી છે.

| વસાવાની ભાષા. | ગુજરાતી. |
| --- | --- |
| એઆને કાયકો ? | એને શું કરે ? |
| પાઘડી હજાત આહ. | પાઘડી સારી છે. |
| મો દવગઢ જારૂનું હૈ. | મારે દેવગઢ જવું છે. |

## ગામતા. *(બાબા.)

આ જાતિનો બધો વ્યવહાર ચોધરાના જેવો છે. સુવાવડમાં દાયણની મદદ લે છે. પાંચ સાત દિવસ આભડછેટ પાળે છે. પછી બહાર કામે કાજે જાય છે. સાદો ખોરાક ખાય છે, મરઘાં તથા દારૂનો વિશેષ ઉપયોગ કરે છે. જન્મ્યા પછી અમુક મુદતનો નિયમ ન રાખતાં નામ પાડે છે, જેવાં કે બાબલો, રૂપો, નાથિયો, દેવલી, ચાંદુ, વગેરે.

**લગ્નક્રિયા.** મોટી ઉમ્મરે એટલે આશરે ૧૫-૨૦ વર્ષે લગ્ન કરે છે. વર કન્યા પસંદ કરવામાં માબાપની જરૂર પડતી નથી; કેમકે એ છોકરા છોકરીને ખેતીના ધંધામાં કે ગોવાળિયાનો ધંધો કરવા જતાં અથવા બીજે કારણે એક બીજા સાથે મળતાં પ્રીતિ બંધાઇ જાય છે. પ્રીતિના ખેંચાણથી તેઓ એક બીજા સાથે મળતાં ને મળતાંજ રહે છે; એટલે તે વાત તેનાં માબાપના કે સગાં વહાલાંના જાણવામાં આવે કે તુરતજ તે જોડાના લગ્ન ઠરાવે છે. લગ્ન કરવાની બે રીત છે. (૧) બંધાડિયો રાખીને (૨) બંધાડિયો રાખ્યા સિવાય.

(૧) બંધાડિયો રાખવાનો રિવાજ છે, પણ તે બહુ હલકો

* ગામતા લોકને સેહેજ વાતચીતમાં "બાબા" (ભાઈ) બોલવાની ટેવ છે. તે ઉપરથી ઊજળિયાત લોકોએ એનું નામજ બાબા છે, એમ કલ્પના કરી લીધી છે.

ને નીચ ગણાય છે. જે છેકજ નબળો હોય તેજ ખંધાડિયો રહેવા જાય છે. પરણવામાં ને ખંધાડિયો રાખી લગ્ન કરવામાં એટલોજ ફેર છે કે પરણતી વખત લાડી † (પરણવા તૈયાર થયલી છોકરી) પરણવા જાયછે, ત્યારે જેવી ક્રિયા કરવામાં આવે છે તેવીજ ક્રિયા, ખંધાડિયો પોતાના સાસરામાં રહી કરે છે. આ શબ્દોને બીજા રૂપમાં બોલીએ તો એમ બોલાય કે વર પરણવા જાય છે એ, એ લોકોની રૂઢિથી ઊલટું છે; કેમકે કન્યાએ પરણવા જવાને બદલે વર પરણવા જાય એ બહુજ ઊલટું ને હાસ્યજનક લાગે છે. તેથી ખંધાડિયો રાખી લગ્ન કરવાં એ સારૂં ગણાતું નથી. આ લગ્નમાં દેજના રૂપિયા આપવા પડતા નથી. જે હલકી હાલતનો હોય તેજ ખંધાડિયો જાય છે. ખંધાડિયો રાખનાર ઈજ્જતદાર ગણાય છે.

(૨) ખંધાડિયો રાખ્યા સિવાય લગ્ન કરવાની રીત. વિવાહ નક્કી કર્યા પછી લગ્નના ગાંઠ પાડી નક્કી દિવસ ઠરાવે છે. પછી લગ્નને દિવસે કન્યા વરને ત્યાં પરણવા જાય છે. કાળીપરજની તમામ જાતોમાં વર પરણવા જાય છે; પણ આ જાતિમાં તેથી ઉલટું જ છે એટલે જાન સહિત કન્યા વરને ત્યાં પરણવા જાય છે. વરને ત્યાં જાન પહોંચે કે વરવાળા કન્યાવાળાને દેજના રૂ. ૨૮) આપેછે, ને પછી ચોધરાની રીત પ્રમાણે લગ્ન કરે છે. ચોધરામાં વરવાળા પોતાના ગીરોનું ખાય છે; પણ આ લોકોમાં કન્યાવાળાને વરવાળા ખવરાવેછે (દાળ, ભાત, દારૂ, તાડી, વગેરે ખવાડે છે, પીવાડે છે). બીજા બોલમાં કહીએ, તો કાળીપરજની તમામ જાતોમાં લગ્નની જાનનો ખર્ચ વરવાળાને માથે પડે છે, તેમ આ જાતમાં પણ તે ખર્ચનો બોજો વરવાળાને શીર પડેછે. લાડીને એક ફુટડી (લૂગડું) તથા દરસણાં (ગળામાં ઘાલવાના ધોળા પથ્થરનાં મોટાં કીડિયાંના હાર. તે એક નહિ પણ ઘણા હોયછે) જે વજનમાં આશરે ૧૦–૧૫ શેરના હોયછે તે ગળામાં ઘાલે છે; ને તેમાં એટલી બધી શોભા માને છે કે તે પહેરતાં પહેરતાં આખું ગળું

† રજપૂત રાજાઓની પેઠે કન્યા પરણવા માટે વરને ત્યાં આવે છે.

પૂરાઇ જાય ને મોઢું ઊંચું થઈ રહે છે, તોપણ એક ઉપર એક એમ ઘણા હાર ઘાલી શોભા વધારે છે. આ ઠેકાણે એનું અજ્ઞાન હદ વાળી નાખે છે. હાથ પગનાં ઘરેણાંમાં પિત્તળના વાળા આપે છે, તે હાથે પગે એકેકો પહેરેછે લગ્ન થઇ રહ્યાં કે અણુવરિયા સહિત લાડીને મૂકી કન્યાવાળા પોતાને ગામ જતા રહે છે. પાંચ-છ દિવસે કન્યાવાળા અણુવરિયા સહિત પેલી લાડીને પોતાને ઘેર લઇ જાય છે. પછી વરવાળા પાછા પોતાને ઘેર તેડી જઇ હમેશને માટે રાખે છે.

બાઇડીને પેહેલ વેહેલું છોકરૂં થયા પછી તેના પગમાંનાં કલ્લાં ભાંગી નાખે છે. જ્યાં લગી બાઇડી ભરજુવાન અવસ્થામાં હોય, ત્યાં સુધી તેને "ઑાટકાલ" નામથી ઓળખે છે; અને ભરજુવાની ગયા પછી એટલે ૨૫—૨૭ વર્ષની ઉમરે તેનું નામ "ડોહલી અથવા ધડ્રી" એવું આપે છે. આ જાતિમાં મામા ફોઇનાં પરણી શકે છે.

**મરણ ક્રિયા.** ચોધરા જાતિને અનુસરતી છે. એઓ પોતાનાં મુડદાંને બાળેછે. સૂતક પાળતા નથી. દાઢી, મૂછ, કે માથું મરનારની પાછળ ખોરાવતા (મુંડાવતા) નથી. ખતરૂં તેજ દહાડે અથવા જ્યારે દહાડો ખર્ચ કરવાનો મળે ત્યારે સીમારિયા દેવે જઈ મૂકેછે.

**નાતરૂં તથા ફારગતી.** રંડાયલી સ્ત્રી રંડાપાના ચિન્હમાં દરસાણાં તથા હાથ પગના વાળા કાઢી નાખેછે. સ્ત્રી ગમે ત્યારે નાતરે જઇ શકેછે. જો નાતરે ન જાય, તો કાઢી નાખેલું ઘરેણું બધું વરસ દહાડા પછી પાછું પહેરે છે. નાતરે જવામાં એવી રીત છે કે સ્ત્રી જો નાતરાની પેહેલી માગણી કરે, તો પુરૂષને કંઈ આપવું પડતું નથી, પણ પુરૂષ જો પેહેલી માગણી કરે, તો તેને રૂ૦—૨૫ કન્યાના સંબંધીને આપવા પડે છે. નાતરામાં કાંઇ બીજી ક્રિયા કરતા નથી, સાથે બેસી દારૂ પી ઊઠી જાયછે. ધણી જીવતો છતાં જો તેની સાથે ન બને તો ફારગતી થાય છે; ને કસુર પ્રમાણે પંચ દંડ ઠરાવે તે આપવો પડેછે.

**દેવ, વેહેમ, વાર તહેવાર, સદ્‌ગુણ, દુર્ગુણ, વેપાર રોજગાર, રહેઠાણ,** અને **ધર્મ**ની બાબતમાં ચોધરાને મળતા આવે છે. માત્ર **ખોરાક**માં પાડા, ભેંસ, ગોધા, વગેરે વાપરે છે.

**કન્યાવ્યવહાર** પોતાની જાતમાંજ છે; પણ તેઓ નાના તથા મોટા ચોધરાનું ખાયછે.

**પહેરવેષ** ચોધરાને મળતોછે. બાઇડીઓ કાપડાંને બદલે ચોળી પહેરે છે. એઓના પગમાં પિત્તળનાં કલ્લાં કે વાળા હોય છે, ને ચોધરાના પગમાં કલઇના કલ્લાં હોય છે. આથી ચોધરા જાતિથી જૂદાં પડી ઓળખાઇ આવે છે.

**રાચ રચીલાં** ચોધરા જાતિ પ્રમાણે હોય છે.

**સ્થિતિ** પણ તેમના જેવીજ છે.

**ભાષા.** ગામતાની ભાષા જૂદી છે, પણ તે ગુજરાતી સાથે સંબંધવાળી છે.

| ગુજરાતી ભાષા. | ગામની ભાષા. |
|---|---|
| ૧ ક્યાં ગયોતો ભાઇ. | ૧ કેછે ગોનો બાબા. |
| ૨ દેવમાં ગયલો. | ૨ દેવામાં ગોનો. |
| ૩ તું અહીંથી જતો રહેજે. (તું અહીંથી નીકળી જજે) | ૩ અમી નીંગ જાજે. |

## कूकणा के कोकणा.

આ જાતિની વસ્તી વાંસદા, સલગાણુની આસપાસ આવેલી છે; અને પશ્ચિમ ઘાટ (સહ્યાદ્રિ) ના ડુંગરાની ખીણમાં પોતાના જથાબંધ ગામો બાંધી રહેલા છે. એનો આચાર વિચાર ગામતા જાતિ સાથે કેટલીક વાતમાં મળતો આવે છે; પણ દૂરના સબબથી એ લોકોનો ગામતા સાથે ખાવા પીવાનો કે કન્યાવ્યવહાર ચાલેલો

---

આ જાતને હાલ સ્કોલરશીપ આપી કેળવણી આપવા માંડી છે. એમાંના કેટલાક નિશાળની વાર્ષિક પરીક્ષાના ૬ ઠા ધોરણમાં પાસ થયલાને બાલદા, કેર, મંદોલી, વગેરે ઠેકાણે હલકા દરજાની નિશાળોમાં રૂા. ૮-૧૦ ને પગારે મહેતાજીની જગ્યા આપી છે.

માલમ પડતો નથી. એઓ ઢોડિયા નાયકાના સંબંધમાં વધારે હો-
વાથી ઢોડિયાની કેટલીક રીતભાતમાં મળતા આવે છે.

**જન્મક્રિયા** ઢોડિયાની રીત પ્રમાણેછે. આભડછેટ કોઇ પાળે
ને કોઈ નથી પાળતા. નામ ગમે ત્યારે પાડે છે. પુરૂષ વર્ગના ઢાકુલ,
મકન, જમાલ, રણછોડ, વગેરે નામ છે. સ્ત્રી વર્ગના રતની, રડુ,
ગોમટી, ઢાકલી, વગેરે નામ છે. નાનપણમાં છોકરાંને લંગોટી મરાવે
છે. મોટી ઉમ્મરે પહોંચતાં, એટલે ૧૦—૧૫ વર્ષની ઉમ્મરે પરણાવેછે.

**લગ્નક્રિયા** ઢોડિયા જાતિ પ્રમાણે છે. ઢોડિયામાં જેમ નાચણું
પાડે છે, તેમ એમાં પણ નાચણું પાડે છે; પણ નાચણું થઇ રહ્યું
કે સોહંગ (ભવાઈના જેવો ખેલ) રમાડે છે. દારૂ પી ખૂબ મસ્ત
થઇ તે નાચે છે, ને તે રાત પૂરી કરે છે; ને કન્યાને વરને ત્યાં
મોકલી દે છે.

**મરણક્રિયા**. લાસને નવાડી જમીનપર નાખે છે. પછી તેને
વાજાં (ઢોલક, માદલ) વગાડતા સ્મશાને લઇ જાય છે. ધર ધણીની
મરજી પ્રમાણે તે લાસને બાળે છે અથવા દાટે છે. રસ્તામાં કડારૂં
કરે છે, તેમાં ફકત દારૂ પાય છે. મરનારની પાછળ બાઇડીઓ રડે
છે. સૂતક પાળે છે, ને વખતે નથી પાળતા. પાળે તે ૪ દિવસે
માથું મુંડાવે છે. દહાડા ખર્ચ કરવો પડે છે. મરનારની પાછળ કે-
ટલાક ખતરૂં મૂકે છે. તે મૂકવામાં મુખ્ય કારણ ભૂત ડાકેણ-
ના વેહેમનું છે.

**દેવ**. ગુસમાઇ દેવને માને છે. એ સિવાય ઘણા દેવ છે; પણ તે
ગૌણ દેવ કરવાની વિધિ ઢોડિયા જાતિ પ્રમાણે છે.

**વાર તહેવાર** દીવાસો, દશરો, દીવાળી, હોળી, વગેરે.

**સદ્ગુણ દુર્ગુણ** ઢોડિયા જાતિ પ્રમાણે છે.

**ખોરાક**. હમેશનો ખોરાક નાગલી, બંટી, કે જુવારનું ઘાટું
(નાગલી, બંટી, કે જુવારને જાડી દળીને તેને છાસમાં અથવા
આમલીના પાણીમાં મીઠું નાખી પાતળું ઊકાળવું). આખો દિવસ

ધારું પીને ચલાવેછે. માછલાં, મરઘાં, બોકડાં, પાડા, વાંદરા, વગેરે જે વખેતે જે મળ્યું તેને મારી નાખી ખાઇ જાય છે.

**વેપાર રોજગારમાં** ખેતી તથા નોકરી. ખેતી પણ અનઘડ અવસ્થામાં કરેછે. પરચુરણ છૂટક મજુરી પણ કરેછે.

**રહેઠાણ.** સહ્યાદ્રિના ડુંગરાની ખીણમાં અને વખતે સપાટ જમીન અનુકૂળ આવી જાય તો ત્યાં ઝુંપડાં બાંધી રહેછે. પોતાની વસ્તી જથાબંધ, પણ ઘર (છાપરાં) છૂટાં છૂટાં છે.

**ધર્મ.** ધર્મ શૂન્ય પણ હીંદુ કહેવડાવે છે.

**ખાવા પીવાનો તથા કન્યાવ્યવહાર.** પોતાની જાતમાંજ કન્યા આપે છે. ઢોડિયા તથા નાયકાનું ખાય છે. વખતે મુસલમાન સિવાય હરકોઇ જાતિનું ખાઇ લે છે.

**વેહેમનો** કંઇ પારજ નહિ. ઢોડિયા જાતિ પ્રમાણે વેહેમીછે.

**પહેરવેષ** ઢોડિયા પ્રમાણે, પણ સ્ત્રીઓના પહેરવેષમાં ફેર છે. એ સ્ત્રીઓ ફકત હાથમાંજ કડકી પહેરે છે. પગ બૂઠા રાખેછે, એટલે પગમાં કાંઇ પહેરતીજ નથી. આથી ઢોડિયા તથા નાયકા જાતિથી જૂદા પડે છે.

**રાચરચીલું.** ખાવા પીવાનાં કાદવનાં વાસણ તથા ખેતીનાં સાદાં ઓજાર ઢોડિયા જાતિ પ્રમાણે હોય છે.

**સ્થિતિ.** એઓની વસ્તી દેશી રાજ્યના ભાગમાં આવેલી છે, એટલે પૂછવાનું શું? વાંસદામાં રજપૂત રાજાનું રાજ્ય છે ને સલગાણામાં કૂંકણાનું રાજ્ય છે; ને એ બે રાજ્યને વીંટીને એ લોકો રહેલા છે. અંગ્રેજના આવા ન્યાયી અને પ્રજાની સ્થિતિ જાણવાની અતિ બારીકીવાળા રાજ્યમાં પણ આ કાળીપરજ જાતિની સ્થિતિ અતિ ભયંકર, શોકજનક, ને દુઃખદાયી છે, તો દેશીરાજ્યમાં એનું કિસ્મત એટલું બધું મોટું ક્યાંથી હોય! એ કાળીપરજના સામાન્ય ખોરાક ઉપરજ નજર કરતાં શું જણાય છે. જુઓ એનો ખોરાક બડકું, પેજુ, ધારું. માંહે અનાજનું તો નામ માત્ર, બાકીનું પાણી. તે પીને

રહે છે. અનાજના શેર ભરડામાં દશ શેર છાસ કે આમલીનું પાણી નાખી ઊકાળે છે. કહો, હવે એ લોકો શું ખાઈને જીવે છે! અનાજ ખાઇને જીવે છે કે પાણી પીને! હવે "પેટના સાંસા તો ઊધાડા વાંસા" એમાં તો વાંધોજ નહિ.

ભાષારચના ગુજરાતી પ્રમાણે છે.

| ગુજરાતી ભાષા. | કૂંકણી ભાષા. |
|---|---|
| (૧) કાલે તો મારાથી નહિ અવાય પણ પરમ દહાડે આવીશ. | (૧) કાલ તો માલાની અવાઇ જાય, પણ પરવાન દીસ યરે ઇન. |
| (૨) કાંદા, મરચાં લેવા જવાનો છું. | (૨) કુંગલી મીરચે લેવલા જાવલા હો. |

## વિટોળિયા કે કોટવાળિયા.

એ લોકો જંગલ કે પહાડના ભાગમાં રહેતાં નથી, પણ ચોધરાની વસ્તીની લગોલગ રહે છે.

**જન્મક્રિયા.** પ્રસવક્રિયા બધી ચોધરા જાતિ પ્રમાણે છે. સુવાવડની આભડછેટ પાંચ દિવસ પાળે છે. પાંચમે દિવસે પવિત્ર ક્રિયા કરે છે, તે એવી રીતે કે રાતની રસોઇ (કોદરા, ભડકું) કરે છે ને સગાંવહાલાંને બોલાવે છે. તે સાથે બેસી ખાઇ દારૂ પી પોતાને ઘેર જતાં રહેછે. ૭–૮ વર્ષની ઉમ્મરે છોકરાને લંગોટી મરાવે છે. જેમ જેમ મોટી ઉમ્મરે આવતાં જાય છે તેમ તેમ માબાપ પોતાનાં જૂનાં લૂગડાં ઓઢવા આપે છે.

**પરણવાની ક્રિયા.** મોટી ઉમ્મર થતાં છોકરાં પરણાવે છે. છોકરા છોકરી વાટે ઘાટે કે ધંધા મજૂરીએ જાય ત્યાં એક બીજાને પસંદ કરી લે છે. જ્યારે માબાપને એ વાતની ખબર પડે છે કે તુરત સગાઇની વાત ચલાવે છે; પણ જો મરદને દેજના રૂ. ૪–૮–૦ આપવાના મળે તો લગ્નની હા કહે છે. નહિ મળે તો ના કહે છે. જો દેજ આપવાની મળે તો લગ્નની હા કહે છે, ને ચોધરાની રીત મૂજબ લગ્નનો દિવસ મુકરર કરે છે. લગ્નમાં કોઇક માંડવો કરે છે ને કોઇક નથી કરતા. લગ્નને દિવસે પીઠી ચોળે છે. ચોધરા કરતાં

લગ્નક્રિયામાં ફેર છે, તે એટલો કે વરવાળા વરને ઘેર મૂકીને કન્યાને લેવા જાય છે. ત્યાં દારૂ પી નાચી ખૂંદી કન્યાને અને તેનાં માબાપ તથા સગાંવહાલાંને સાથે લઈ પાછા વરને ઘેર આવે છે. ઢોલ, ડોવરાં, તૂર, વગેરે વગાડે છે, ને નાચણું પાડે છે. વર તરફથી કન્યાને એક લૂગડું તથા હાથમાં ઘાલવાને ૪ ચીપિયાં પિત્તળનાં આપે છે, તથા કાળાં કીડિયાંની ગાંઠી આપે છે. માબાપ ફકત કલઇનાં કલ્લાં આપે છે. પછી બીજે દિવસે સવારે વરકન્યાને સાથે રાખી વરની બેન બન્ને ઉપર ચોખા નાખે છે, ને બેઉના હાથ પકડાવે છે. વળી પાછું નાચણું પાડે છે. એટલે લગ્ન થઇ ચૂકયાં એમ માને છે. પછી સૌ ખાઇ પી પોતપોતાને ઘેર જાય છે.

**મરણક્રિયા** ચોધરાને અનુસરતી છે. ફેર માત્ર એટલોજ છે કે જેને લાકડાં મળે છે તે બાળે છે, ને જેને લાકડાં ન મળે તે દાટે છે. રસ્તામાં કઠારૂં કરે છે. મરનારની પાછળ સ્ત્રીઓ રડે છે. નવાણે નહાઈ પાછાં પોતાને ઘેર જાય છે, ને દારૂ પી ઊઠી જાય છે. પુરૂષો પણ મરનારને ઘેર જઇ બીડી તમાકુ કરી સૌ સાંને ઘેર ચાલ્યા જાય છે.

સ્ત્રીને રંડાપાના ચિન્હમાં તેના ધણી તરફથી મળેલું ઘરેણું લાસસાથે આપી દે છે. લાસની વિધિ પ્રમાણે તે ઘરેણાંની વિધિ કરે છે. ઘરેણાંમાં ફકત એક પગનું એક કલ્લું પોતાની પાસે રહેવા દે છે. જ્યારે તે નાતરૂં કરે છે, ત્યારે એક કલ્લું તે નાતરૂં કરનાર પાસ લે છે. મરનારની પાછળ સૂતક પાળતા નથી, પણ તેના કુટુંબી હોય તે ત્રીજે દિવસે સ્મશાનમાં જઈ માથાની થોડી ચોટલી કાપી નાખે છે. બાઈડી મરી ગઈ હોય તો ફકત તેનો ધણીજ પોતાની ચોટલી કાતરી નાખે છે.

**ફારગતી.** ધણી છતાં તેની સાથે અણબનાવ થવાથી બાઇડી તલાક મેળવી શકે છે; પણ તે પંચના ઠરાવથીજ.

**દેવ.** મુખ્ય દેવ ગોવાળ દેવી માડવીથી ૪ કોસ કણઝા નામે ગામમાં છે, તથા હીમારિયો દેવ અને આહિદો દેવ વગેરે બીજા

ઘણા દેવને માને છે. દેવ કરવાની વિધિ ચોધરા જાતિ પ્રમાણે છે.

**વાર તહેવાર** જાણે જાણતા કે સમજતા નથી. પણ ચોધરાની પાસે રહેવાથી તેના તહેવાર જોઇને કોઈક દિવસ તહેવાર જેવું કરે છે.

**ખોરાક.** કોદરા, જુવાર, ભાત, આગર તેનું ભડકું ખાય છે. માછલાં, બકરાં, મરઘાં, ગાય, બળદ, ભેંસ, પાડા, વગેરે ઢોરને ખાયછે.

**સદ્ગુણ દુર્ગુણ.** સાચવટ, પ્રમાણિકપણું, કરજ વગરના રહેવું, વગેરે ચોધરા જાતિને અનુસરતા સદ્ગુણ છે; તેમજ દુર્ગુણ પણ તેવાજ છે. વિશેષમાં આળસ છે.

**વેપાર રોજગાર.** વાંસ વેચાતા લાવી તેનાં સૂપડાં, ટોપલા, ટોપલી, કંડિયા, પંખા, પાલાં, ગાડીના પડદા, તથા ગાડીની આજુ બાજુએ મૂકવાને તરાટિયાં વગેરે કારીગરીના ઘાટ બનાવે છે. ખેતીવાડીની મજુરી કોઇ વખત કરે છે, ખેતી કરતા નથી. કારીગર છે, પણ આળસુ બહુ છે. આળસ તો એટલું કે તેની કંઈ સીમા નથી. જો એના આળસનું માપ કરીએ, તો અગાઉના વખતમાં ગાયકવાડી રાજ્યમાં કે બીજા દેશી રાજ્યોમાં એદી* રાખવામાં આવતા હતા તેના જેટલું થાય.

**રહેઠાણ.** એક નાનીશી ઝૂંપડી, તે પણ ઢંગ ધડા વગરની હોય છે. એક તરફ કૂતરાં નીકળે કે બીજી તરફ કાગડા ભરાય. લાંબો પગ કરીને સૂવાય પણ નહિ, એટલી નાની હોય છે. ઉપર છાજ હોય તો હોય, નહિ તો એકલા દાંડા. ઘણુંખરૂં ચોધરાની લગોલગ રહે છે.

**ખાવું પીવું તથા કન્યાવ્યવહાર.** પોતાની જાતમાંજ કન્યાવ્યવહાર રાખે છે. એઓ કાથુડિયા સિવાય હરકોઇ (કાળીપરજની) જાતિને ઘેર ખાય છે. દરેક માણસ જૂદું જૂદું લઇ જૂદા જૂદા

---

* જ્યારે કોઇ ઇજારદાર કે ખાતેદાર સરકારના ધારાના રૂપિયા મુદતસર ન પહોંચાડે ત્યારે તે રાજાઓ તેને ત્યાં એદી મોકલતા. એદીનું કામ એટલુંજ કે તે ઇજારદાર અગર ખાતેદારના બંગલામાં ખાટલો નાખી દહાડો ને રાત તે પર પડી રહેવું. ખાવું, પીવું, ઝાડો, પીશાબ ત્યાં પડયાં પડયાંજ કરવો.

વાસણમાં ખાય છે, તથા એક બીજાની દૃષ્ટિ ન પડે એમ ખાય છે.

**વહેમ** ચોધરા જાતિ પ્રમાણે છે. પણ એટલું નક્કીછે કે "ઘણે જ્ઞાને ઘણા સંશય", તેમ એ લોકોને વધારે જ્ઞાન નહિ માટે ઘણા સંશય પણ નહિ. વહેમને સંશય પર્યાયશબ્દ છે.

**પહેરવેષ.** મરદ નાની પોતડી તથા માથે પાઘડી પહેરે છે ને કાનમાં રૂપાના કે પિત્તળના વીટલા પહેરે છે. બાઇડીઓ લુગડાનો પાંચ હાથનો કકડો પહેરેછે ને એટલોજ કકડો માથે ઓઢે છે. કાપડું પહેરતાં નથી. હાથમાં પિત્તળના ચાંપિયાં પહેરે છે, તથા પગમાં કલાઈનાં કલ્લાં ને ગળામાં ગાંઠી ઘાલે છે. (ગાંઠી=કીડિયાંનું ઘરેણું.)

**રાચરચીલાં.** ખાવા પીવાના કાદવના વાસણ તથા કામડાં ફાડવાને કે વાંસ ચીરવાને લોઢાના છરા, છરી, વગેરે હોય છે.

**સ્થિતિ.** આખું શરીર ઢંકાય એટલું ઓઢવાને લુગડું નહિ, લાંબા પગ કરીને માણસ સૂઈ શકે એવડું ઝૂંપડું નહિ, ને પેટ ભરીને ખાવાનું અનાજ નહિ. આ કરતાં નવાઈ ઊપજે એવી બીજી કઈ ભયંકર સ્થિતિ ?

**ભાષા.** ચોધરાને અનુસરતી પણ કંઈક વિલક્ષણછે.

| કોટવાળી બોલી | ગુજરાતી. |
|---|---|
| પાઘડો હારોજનેહીરો. | પાઘડી સારી છે. |
| મા દેવગઢ જાતો હૈ | મારે દેવગઢ જવું છે. |
| મા આર લેનેર હૈ | મારે ગીહું લેવું છે. |

## કાથુડિયા નાયકા.

આ લોકો કાળીપરજ પૈકી અધમમાં અધમ ને કેવળ જંગલી સ્થિતિમાં પશુવત્ છે.

**જન્મક્રિયા.** બાળકનો જન્મ આપતાં દાયણની મદદ લે છે, અગર એમને એમ ચલાવી લે છે. જણવાને પાંચ દિવસ થાય કે "પાચોશા" નામની ક્રિયા કરે છે, તેમાં ધાન (ચોખા) રાંધી પ્રસ-

તાને ખવાડે છે; તથા બાર દિવસે "બાહવા*" પૂજે છે, તેમાં પ્રસૂતાને ધાન (ચોખા) ખવાડે છે. એ ક્રિયા થયા પછી સ્ત્રી પવિત્ર થયલી મનાય છે. છોકરા ૮-૯ વર્ષની ઉમ્મરનાં થતાં સુધી લંગોટી મરાવે છે. મોટી ઉમ્મરનાં થતાં માબાપનાં જૂનાં થયલાં કપડાંના કકડા ઓઢવા પહેરવા આપે છે.

**લગ્ન ક્રિયા.** છોકરાં મોટી ઉમ્મરનાં થતાં, એટલે આશરે ૧૨-૧૫ વર્ષનાં થાય, ત્યારે માબાપ વિવાહ નક્કી કરે છે. પ્રથમ છોકરાનાં માબાપ છોકરીને ઘેર જઇ વિવાહ નક્કી કરે છે, ને લગ્નનો દિવસ મુકરર કરે છે. પછી દારૂ તાડી પી ઊઠી જાય છે. લગ્નને દિવસે માંડવો કરી પીઠી ચોળી વરને ડોવરાં, થાળી, તૂર, વગેરે વાજાં સહિત પરણાવવા જાય છે. જાન પહોંચી કે પ્રથમ લૂગડાં ચઢાવે છે, તથા દેજના રૂા. ૫-૬ રોકડા આપે છે. પછી લગ્ન કરે છે, તે એવી રીતે કે વરકન્યાને સામસામાં બેસાડી એક બીજાનું નામ પૂછી તેના હાથ પકડાવે છે, એટલે લગ્ન થઇ ગયાં. પછી ઘેર વિદાય થતાં પાછા કન્યાને બારણે હાથમાં ડાંગ પકડી નાચણું પાડે છે, ને નાચતા નાચતા છોકરીને લઇ પોતાને ઘેર જતા રહે છે.

**મરણક્રિયા.** મરનારને ખાટલીપર સૂવાડી તેને સિંદૂરનો ટીલો કરી સ્મશાને લઇ જાય છે. ચોધરા રીતિ પ્રમાણે ક્રિયા કરી લગાડી મૂકે છે. મરનારની સાથે તેનાં કપડાં, ઘરેણાં, વગેરે જે હોય તે બાળી મૂકે છે. લાસ બળી રહે કે મરદો ઘેર જાય છે. રસ્તામાં કહારૂં કરે છે. સ્ત્રીઓ રડતી રડતી નવાણે જાય છે; ને નહાઇને પાછી આવે છે, કે દારૂ પી બધી સ્ત્રીઓ વેરાઇ જાય છે.

રંડાપામાં બાઇડીનું કશું ઘરેણું કાઢવામાં આવતું નથી. નાતરૂં કરતી વખત કાળાં કીડિયાં ગળામાં પહેરી દે છે.

મરનારનો દિવસ મળે તો તાત્કાલિક, અગર તો જ્યારે પૈસા મળે ત્યારે કરે છે. ખર્ચમાં દારૂ તથા ધાન (ચોખા) ખવાડે છે. સૂતક પાળતા નથી.

---

* "પાચોલા અને બાહવા" ની ક્રિયા ઊજળિયાતની "છઠી અને બારા બુઝિયાં" ના ધોરણ ઉપર છે.

**દેવ.** ફકત માવલી માતાને માને છે. બીજા દેવને માનતા નથી.

**વાર તહેવાર** કશો પાળતા નથી.

**ખોરાક.** કોદરા, ભાત, જુવાર (જાર), અથવા એનું ભડકું, તથા માછલાં, મરઘાં, બોકડાં, ગાય, ભેંસ, પાડા, બળદ, નોળિયા, પાનબોકડ (વાંદરાં), હાપ (સાપ), જંગલી હુંડા (કોળ), વગેરે ગમે તે પ્રાણીને ખાઇ જાય છે. વાંદરાનો શિકાર બહુ પ્રિય છે, તેથી ગમે ત્યાંથી ખોળી કાઢી મારી ખાય છે.

**સદ્ગુણ દુર્ગુણ.** વિશ્વાસુ, બાકીના બધાજ દુર્ગુણ છે.

**વેપાર રોજગાર.** કાથો પાડવાનો ધંધો કરેછે. કાથો પાડવાની રીત એવી છે કે [1]જંગલમાં કાથો નીકળી શકે એવાં ખેરનાં લાકડાં ખોળી કાઢી તેને કુહાડી વતી કાપી લાવેછે. તેના ઝીણા ઝીણા કડકા કરી [2]હાંડલીમાં ભરી તેમાં પાણી રેડી ચૂલા ઉપર હારોહાર દશ દશ વીશ વીશ મૂકી ઊકાળેછે. તેમાંથી કાથાનું પાણી નીકળી ઊકળતાં જાડું થાયછે. ગોટી પડવા લાયક રસ જાડો થાય કે સામરના [3]કોટિયાંમાં પેલો રસ રેડી દેછે. કોટિયાંમાં તે રસ ઠરેછે, એટલે આપણે જેમ વડી મૂકીએ તેમ તે લોકો જમીન પર કે સાદડી પર ગોટી મૂકી સૂકવેછે. તે ગોટી સૂકાય કે જંગલ રાખનાર વેપારીને શરત પ્રમાણે ગણતરીબંધ આપેછે. જંગલ રાખનાર વેપારી સિવાય બીજા કોઇ વેપારીને કાથો અપાતો નથી; કારણકે પ્રથમથીજ કાથો બીજા વેપારીને નહિ આપવાની શરતે પોતાના જંગલમાં [4]કાથુડ બેસાડેછે. તેમાંથી જે પૈસા અથવા અનાજ મળે તે ખાયછે.

---

૧ સરકાર પોતાના જંગલમાંથી ખેરનાં લાકડાં કાપવા દેતી નથી. પણ જંગલનો અમુક ભાગ અમુક વર્ષ વઢાવવાને ઇજારો આપે છે. તે ઇજારો જે રાખે ને કાથો પડાવવાની તેની મરજી હોય, તો એ લોકોને અમુક શરત કરી બેસાડે છે. વેપારી તોલબંધ કાથો લેતા નથી; પણ એક રૂપિયાની અમુક ગોટી એમ ગણતરી કરી લેછે.

૨ હાંડલી, માટીનું નાનું વાસણ.

૩ સામરના ઝાડનું થડ અથવા જાડી ડાંખળી કાપી તેમાંથી બેબે ત્રણ ત્રણ હાથના ગોળ કડકા કાપી કાઢે છે. પછી તે કડકાને બરોબર અર્ધોઅર્ધ ઊભા ચીરેછે. ચીરેલા ભાગને વચ્ચેથી કોતરી કાઢે છે ને આસપાસનો ભાગ કોર દાખલ રહેવા દે છે.

૪ કાથુડિયા કાથો પાડવાને બેસે ત્યારે એમ બોલેછે કે "કાથુડ બેસાડી."

આ કામ ઊનાળે શિયાળે કરેછે. જો કાથો પાડવાની મજૂરી ન મળે, તો મહેનત મજૂરી કરી પેટ ભરેછે. કાથો પાડવામાં બૈરાં છોકરાં મદદ કરેછે.

**રહેઠાણ.** એ લોકોનું મુકરર ગામ કે જગ્યા નથી. જ્યાં રોજગાર મળે ત્યાં ચાલ્યા જાયછે. કોઇ જગ્યા પર ચોમાસું ગાળવું પડે, ત્યારે નાનાં છાપરાં બાંધી ત્યાં રહેછે. ચોમાસું વીત્યા બાદ પાછા રોજગારે જતા રહેછે. જ્યાં મુકામ પડે, ત્યાં પાસે પાસે છાપરાં બાંધી રહેછે.

**ધર્મ.** ધર્મશૂન્ય પણ હિંદુ કહેવાય છે.

**ખાવું પીવું તથા કન્યાવ્યવહાર.** પોતપોતાની જાતમાંજ કન્યાવ્યવહાર કરેછે. ગમે ત્યાં ખાવાપીવા માટે ઝાઝું બંધન નથી.

**વહેમ.** અતિશય વહેમી નથી. માંદગી વખતે કે બીજા કારણસર ભૂવાને લાવતા નથી. બનતા લગી જંગલની વનસ્પતિથી ઉપચાર કરેછે, અથવા તો તે જગ્યા તાત્કાલિક છોડી ચાલ્યા જાયછે.

**પહેરવેષ** કોટવાળિયાની રીતને મળતોછે. ફેર માત્ર એટલોજ કે એ લોકો ફકત લગ્ન વખતે છોકરીને કાપડું પહેરાવેછે. પછી તે જીવતા સુધી ફરી પહેરતી નથી. મરદની વિશેષ ખાસિયત એવીછે કે કદાચ પૈસા મળે, તો માથે રૂ. ૨૦—૨૫ ની પાઘડી બાંધે, ખાંધે પાંચ છ રૂપિયાનું રેશમી ધેપાડું નાખે, પણ લંગોટી તો કાઢેજ નહિ; એટલે ઉપર પોતડી પહેરતા નથી, તેમ લંગોટી કાઢી નાખીને પણ પેહેરે નહિ.

**રાચરચીલાંમાં** ખાવા પીવાનાં માટીનાં વાસણ, કવચિત કાંસાનાં. હથિયારમાં ફકત કુહાડી હોય છે.

**સ્થિતિ.** જેના ઘરબારનુંજ ઠેકાણું નહિ, તેનું સ્થિતિમંડાણ ક્યાંથી હોય? માણસને આકારે ફરેછે એટલું માત્ર; વાસ્તવિક તો શીંગડાં અને પૂછડા વગરનું પશુ કહીએ તો કંઇ બાધ નથી. કેમકે જેમ પશુ જંગલમાં રખડી ખાયછે, તેમ એ લોકો પણ રખડી ખાયછે.

**ભાષા** ચોધરી ભાષાને મળતી, પણ કંઇક વિલક્ષણ છે.

| કાથુડિયા બોલી. | ગુજરાતી. |
|---|---|
| તુમ્હી કસાલા જાવલા ? | તું ક્યાં જાયછે? |
| ઓહ પાઘુટી બેશ આહે. | આ પાઘડી સારી છે. |
| આમ્હી જાવલા. | હું જાઊંછું. |

**આ પહાડી લોકોને "કાળીપરજ*" એ શબ્દ ઉચિત નથી;** કેમકે કાળીપરજ એવું નામ વિદ્વાનોએ આપ્યું છે તે જો કે ઠીક છે, પરંતુ વાસ્તવિક જોતાં એ વાજબી ગણાય નહિ. કેમકે એમના શરીરના કાળા રંગ પરથી કાળા ગણવામાં આવ્યાછે, તેવા એ કાળા નથી, તે કાળો રંગ અને એમના શરીરનો રંગ મેળવી જોતાં તુરત-જ જણાશે કે એમનો રંગ કાળો નથી, પણ લાખિયો (ચપડા લાખ જેવો) છે. મધ્ય આફ્રિકાના સુદાન દેશના સીધી લોકો જેઓ ખઃશીકસ અને ઘનશ્યામ રંગના છે, તેમને પણ કાળા એ વિશેષણ આપવામાં આવ્યું નથી, તો તે સીધીને મુકાબલે આ પહાડીને ઊજળા કહીએ તો કાંઇ બાધ નથી. કાળાપણું બતાવવું એ એક શરીરની ખોડ બતાવ્યા મૂજબછે; શરીરની ખોડ બતાવવી એ એક પ્રકારનો ધિક્કાર છે; ને તે ધિક્કાર અજ્ઞાન અને નિરપરાધી લોકોને આપવો, એ વિદ્વાન વર્ગને ઉચિત નથી. કેટલાક ઓછી સમજના અંગ્રેજો પોતાની ગોરી ચામડીની અપેક્ષાએ આપણને કાળા કહેછે. તે જોકે આજથી ૧૦૦ વર્ષ ઉપરની આપણી અજ્ઞાન હાલતમાં દુઃખકર લાગતો નહોતો, પરંતુ આ જમાનામાં (હાલના સમજણના વખતમાં) તે શબ્દ ખેદકારક થઇ પડયો છે. તેજ પ્રમાણે આજે આપણે એઓને કાળીપરજ કહીશું, તો હાલ તેઓને એ બાબતની કંઈ અસર થઇ મનમાં ધિક્કાર કે દુઃખ આવશે નહિ. પણ કાળની છાયા સદૈવ ફરતી રહેછે. માટે એઓ પણ કોઇ દિવસ સારા સમજણા અને બુદ્ધિમાન થશે, ત્યારે એ પણ આપણી પેઠે દુઃખ અને

* કાળીપરજ (કાળી=કાળા રંગ વાળી+પરજ—ત=જાત, વર્ગ)=કાળા રંગ વાળી જાત, એટલે જેના શરીરનો રંગ કાળોછે એવી જાત.

ખેદને આધીન થશે. માટે અત્યાર સુધી તો સાધારણ વપરાતો "કાળીપરજ" શબ્દ કાયમ રાખ્યોછે. હવે પછી એજ જાતને અમે "પહાડી" નામથી ઓળખાવીશું.

પહાડી કહેવાને કંઇ બાધ નથી, કેમકે જેવા દેશમાં રહે તેવા દેશ ઉપરથી તેમનું નામ પાડવું ઉચિત છે, ને તેમ ચાલ્યું આવ્યુંછે. જેમ કચ્છ પ્રદેશના કચ્છી, દરિયા કાંઠાના દરિયાઈ, મેદાન અને સપાટ મુલકના તે પાધર, જંગલના તે જંગલી, તેમ પહાડી મુલકના તે પહાડી.

## पहाडी लोक विषे केटलीक सामान्य हकीकत.

આ પહાડી લોક વિષે આગળ કેટલીક હકીકત લખતાં કાળી પરજ શબ્દ વાપર્યો છે. પણ આ પહાડી લોકને કાળીપરજ એ ઉપમા કે વિશેષણ યોગ્ય નથી. બેશક વિદ્વાનોએ એમાં અતિશયોક્તિજ વાપરી છે, એ બાબત આગલા પૃષ્ઠમાં બતાવી આપ્યું છે.

## पहाडी लोकनी उत्पत्ति विषे अनुमान.

આ પહાડી લોકને આર્યાવર્તના મૂળવતની અનાર્ય જાતના કે તેમાંથી વંશપરંપરા ઊતરી આવેલી કોઈ જાતિના છે, એમ તેના સ્વભાવ, લક્ષણ, કર્મના મુકાબલા ઉપરથી માલમ પડેછે. વેદના કર્તાએ અનાર્ય માટે કહ્યું છે કે, તેઓ "દેવતા-વિધિ વગરના, કાચું ખાનારા, માંસ ખાનારા, કાયદા વગરના, પરલોકની ઈચ્છાવાળા, ઝાડના ઠૂંઠાં કે પથ્થરને પૂજનાર, બેડોળ, યજ્ઞમાં વિઘ્ન કરનારા વગેરે, તે આ પહાડી લોકમાં જોવામાં આવે છે. વીટોળિયા કે કોટવાળિયા અને કાથુડિયામાં આબેહૂબ તેની નકલ છે. કાચું ખાનાર કૂંકણાં કે વસાવા જુઓ. માંસ ખાનાર તો આ પહાડી લોકની નવે જાત છે. વીટોળિયા, કાથુડિયા, ને બોંડા ચોધરા વગર કાયદાના છે. પરલોકની ઇચ્છા પહાડી લોકની નવે જાતમાં છે. તે તેની અગ્નિસંસ્કાર તથા દાટતી વખતે જે ક્રિયા કરે છે, તેથી સિદ્ધ થાય છે. ઝાડના ઠૂંઠાં કે પથ્થરને પૂજનારી ચોધરા, ઢોડિયા,

નાયકા, ગામતા, કૂકણા, આદિ બીજી જાતિ છે. વેદમાં અતિશયોક્તિ રૂપે વર્ણવેલું એમનું બેડોળપણું તે હાલના આ પહાડીમાં નથી; પણ ઓર તેઓ સારી સીકલના છે. યજ્ઞમાં વિઘ્ન કરવાનું મુખ્ય કારણ તે વખતની આર્યો સાથેની દુશ્મનાઇ કે તેમના ભૂખમરાનું છે. આમાનું પેહેલું કારણ તો હાલ નથી. બીજું કારણ જે ભૂખમરાનું તે તો છે. પણ યજ્ઞ કરે છે કોણ ? ને કરે છે તો અંગ્રેજ બહાદુરની હાક વાગી રહેલી, એટલે ભૂખમરો તો ખરો, પણ ત્રાસથી લૂટ થતી નથી. જેમ અનાર્યો જંગલ કે પહાડના ભાગમાં રહેનારા હતા, તેમ એ પણ જંગલ ને પહાડના ભાગમાં રહે છે. ડાક્ટર હંટરે મધ્યપ્રાંત ( હિંદુસ્તાનના ) ના સંતાલ, ગોંડ, મારી લોક, ને ઓરિસા; આન્દમાનમાં વર્ણવેલી આધુનિક કાળના અનાર્ય લોક, એમનો મુકાબલો આ પહાડી લોક સાથે કરતાં, સિદ્ધ થાયછે કે એઓ અનાર્યથી અગર તેની કોઇ બીજી પરંપરા જાતમાંથી ઊતરી આવેલા છે.

## एओ क्यां क्यां फेलायला छे?

ભાડવી, વાલોડ, વસરાવી, નાદોદ, ધરમપુર, વાંસદા, વલસાડ, ચીખલી, સલગાણા, અનાવલ, ટિંબા, બ્યારા, સોનગઢ, નંદરબાર, અને ઘાટની આસપાસ વસેલા એવા આ પહાડી લોક નવ વર્ગમાં વહેંચાયલા છે.

(૧) દૂબળા. (૨) ચોધરા. (૩) ઢોડિયા. (૪) નાયકા. (૫) ગામતા. (૬) વસાવા. (૭) કૂંકણા. (૮) વીટોળિયા. (૯) કાથુડિઆ. આ નવે જાતમાં વધારે ચોખા ચોધરા ને ઢોડિયા છે. તેથી ઊતરતા નાયકા, દૂબળા, ગામતા, કૂંકણા, વસાવા, વીટોળિયા, કાથુડિયા. આ પ્રમાણે પૂર્વ પૂર્વનાથી ઉત્તર ઉત્તરના ઊતરતા છે; એટલે આ જાતો પોતાથી ચઢતા વર્ગવાળાનું ખાય છે, ઊતરતા વર્ગવાળાનું ખાતા નથી. આ લોકોની જન્મથી માડીને મરણ પર્યંતની જો સામાન્ય હકીકત સંક્ષેપમાં દર્શાવી હોય તો નકામી ગણાશે નહિ.

**જન્મક્રિયા.** સુવાવડની આભડછેટ તમામ જાત પાળેછે. સાદો ને હલકો ખોરાક, જેવો કે કોદરા અગર જુવાર (જાર) ના રોટલા, દારૂ તથા મરચાંનો વિશેષ ઉપયોગ કરે છે. પ્રસૂતા તાત્કાલિક કે બીજે ત્રીજે દિવસથીજ ઘરધંધામાં સામેલ થાય છે. ચોધરા, ગામતા, આદિની સ્ત્રીઓ પશુની પેઠે રસ્તામાં છોકરૂં જણી તેને માથે મૂકી ઘેર ચાલી જાય છે.

**લગ્નક્રિયા.** લગ્ન કરવાની તમામ જાતમાં જૂદી જૂદી રીત છે. દૂબળામાં બ્રાહ્મણ વાણિયાની પેઠે હાથ મેળાવો (હસ્તમેલાપ) કરે છે. ચોધરા, ગામતા, વસાવા, વીટોળિયામાં વરકન્યાને ખાંધપર બેસાડી નાચે છે. ઢોડિયા, નાયકા, કૂંકણામાં નાચણું પાડી વરકન્યાનાં આઠ વાર માથાં ટોકાવે છે. કૂંકણામાં સોહંગ ( ભવાઈ જેવો ખેલ ) રમાડવાનો રિવાજ છે. તે લગ્નની સાથેજ રમાડે છે. કાથુડિયામાં નામ પૂછી હાથ મેળવે છે. દરેક જાતમાં ૧૨-૧૫ વર્ષે લગ્ન કરે છે. દૂબળા તથા કાથુડિયા સિવાયની તમામ જાતમાં ખંધાડિયા લેવાય છે. વિશેષ કરી નબળી સ્થિતિનાજ ખંધાડિયે જાય છે. ખંધાડિયો રાખનાર આબરૂદાર ગણાય છે. દેજ ( છોકરો આપ્યા બદલ કંઇ રૂપિયા ) લેવાનો રિવાજ તમામ પહાડી જાતમાં છે. ગાડીમાં બેસી પરણવા જવા કરતાં ચાલતાં, નાચતાં, કૂદતાં, ગાતાં, ઢોલક, તૂર, ડોવરાં, થાળી, વગાડતાં જવું એ શોભાયમાન ગણે છે. જાનમાં ઘણું કરીને જુવાન, નછોરવાં સ્ત્રી પુરૂષો અગર કુંવારા હોય તેજ જાય છે. ઢોડિયા જાતિમાં ક્વચિત ગાડી જોડવામાં આવેછે. દૂબળા, ચોધરા, નાયકા, ઢોડિયા, કૂંકણા, વસાવા, કાથુડિયા જાતમાં વર પરણવા જાય છે. ગામતામાં કન્યા પોતાની જાન સહિત વરને પરણવા આવે છે. વીટોળિયામાં વસ્વાળા વરને ઘેર રાખી. કન્યાંને લેવા જાય છે. તે કન્યા વર તરફની આવેલી જાન સાથે તથા પોતાનાં સગાં સહિત વરને પરણવા આવે છે. જાનનો ખર્ચ ગમે તે રીતે પણ વરનેજ માથે પડે છે. લગ્ન કરવાની બે રીત છે. (૧) ખંધાડિયો રાખીને (૨) ખંધાડિયો રાખ્યા સિવાય.

જેઓ ખંધાડિયા રહીને લગ્ન કરે છે તેને દેજના રૂપિયા તથા જાનનો ખર્ચ આપવો પડતો નથી; અને પરણવા જાય તેને દેજના રૂપિયા તથા જાનનો ખર્ચ આપવો પડે છે. નાચણામાં વગાડવાનું નાચણું જોનારને તેમજ સાંભળનારને ચકિત બનાવે છે.

ધણી સાથે અણબનાવ થવાથી પંચની મારફતે ફારગતી અપાય લેવાય છે. દૂબળા સિવાય કોઈ જાતિમાં ફારગતીના લેખી લેખ નથી. પંચનો ઠરાવ એજ ફારગતી. પંચ ગુન્હેગાર પાસે કંઇક રકમ લે છે. સગાંવહાલાંમાં પરણતા નથી. ફક્ત ગામતા મામા ફોઇના પરણે છે.

મરણક્રિયા. પ્રાણ છૂટ્યો કે સ્મશાનમાં લઇ જઇ વિધિ કરવાની બધી જાતમાં એકજ રીત છે; તે એ કે ઘેરથી લીધેલી પાકી અથવા કાચી બાથી (ખીચડી) મરનારને જાણે તે ખવાડતો હોય તેમ કરી, પછી દૂબળા દાટે છે, વસાવા, કૂંકણા, વીટોળિયા, જો લાકડાં મળે તો બાળે, નહિ તો દાટે. અહીં અજ્ઞાનની ખૂબી જોવાની છે કે રહે જંગલમાં ને લાકડાં મળે નહિ. પાણીમાં રહીને માછલી સદા તર્ષી રહી. અજ્ઞાન શું ન કરે ! ! છતે સુખે દુઃખ, આ વગર તાણે તાણ. દુઃખ ને દારિદ્રય આપનાર અજ્ઞાનતા સ્મરણ કે સ્વપ્નમાંએ ન આવો. ચોધરા, ગામતા, ઢોડિયા, નાયકા, કાથુડિયા લાસને બાળે છે. કાથુડિયાનું સ્મશાન મુકરર નથી; એટલે ગમે ત્યાં ઉજ્જડ બાગ જોઇ લગાડી મૂકે છે. વસાવા અને કાથુડિયામાં મરનારની પાછળ તેના સંબંધનો સામાન, ઘરેણાં, કપડાં, ખાટલા, બરછી, ભાલા, કામઠાં, કુહાડી, દાતરડું, વગેરે જે હોય તે બાળી મૂકે છે અથવા દાટી દે છે. વસાવામાં મરનારની સાથે ચેહ પાસે થોડી વાર બેસી ઊઠી જાય છે. વીટોળિયા, ગામતા, કાથુડિયા સૂતક પાળતા નથી. દૂબળા તથા ચોધરા મરનારની પાછળ અમુક મુદતેજ દહાડો (ખર્ચ) કરે છે. બાકીની જાતોમાં જ્યારે પૈસા મળે ત્યારે દહાડો (ખર્ચ) કરે છે. ખરચ કર્યા સિવાય ચાલેજ નહિ. રંડાપામાં કાથુડિયા જાતિમાં સ્ત્રીનો શણગાર ઊતારતા

નથી; બીજી બધી જાતોમાં કંઇ કંઈ ચિન્હ પણ કરવામાં આવે છે. પહાડી લોકની નવે જાતમાં નાતરૂં થઇ શકે છે. કૂટવાનો ચાલ નથી. નાયકા જાતિમાં તથા દૂબળામાં કંઈક અપવાદ દાખલ કૂટણું છે. રડવાનો ખાસ રિવાજ છે.

**ખતરૂં.** ખતરૂં મૂકવું (ખતરૂં=વહેમ, બીક+મૂકવું=છોડી દેવું, કાઢી નાખવું)=વહેમ કાઢી નાખવો. ગુજરાતીમાં ખતરો કાઢવો બોલાય છે. પહાડી લોકની ભાષા પદ્ધતિ પ્રમાણે "ખતરો"નું 'ખતરૂં' થઇ શકે; કેમકે ઘણાખરા શબ્દો એ જાતિ નાન્યતર જાતિમાં વાપરે છે. જેમ હું કાંઈ જાણતો નથી, એનું ચોધરી ભાષામાં "આંઈ કાંઇ નાત્ જાનતું આ." વીટોળિયા ને કાથુડિયા સિવાયની સાતે જાત ખતરૂં મૂકે છે. મરનાર ભૂત થયો અને તે પીડે છે એમ જો ભગત કહે, તો તુરત ખતરૂં મૂકે છે. જેમ આપણા જોષીને આપણે દુઃખની નિવૃત્તિ પૂછવા જઇએ, તો એટલુંજ કહે કે બારમો રાહુ ને આઠમો શનિ તે નબળો, માટે દાનાંગ આપો. જોષીઓ આંગળીને કાપે માત્ર રાશિ ખરી ગણી ફળાદેશ ગોઠવી આપે છે, તેમ આ ભગત લોકો પણ હાથમાં એક પાંતરૂં (ખાખરનું પાંદડું) પકડે તે સાચું, બાકી પાંદડામાં જોઇ બકે તે ખોટું.

**પુનર્જન્મ અને પરલોક** એની ક્રિયાથી સિદ્ધ થાય છે. મુઆ પછી ભૂત કે કોઇ અધમ જાતિ થાયછે, એમ જે માને છે તે પૂર્વજન્મછે, એવી સમજની નિશાની છે. દાટતી કે બાળતી વખતે તેની સાથે ભાથી, કપડાં, ઘરેણાં, તેનો સામાન, થોડા ઘણા પૈસા, વગરે દાટેછે કે બાળેછે, તેમાં એવી સમજ છે કે અહીં જેટલું સાથે આપીએ તેટલું પરલોકમાં મળેછે.

**દેવ.** દૂબળાની કાલિકા, અંબા, શીકોતરી, આદિ દેવીઓ છે. તે દેવીઓને શેર (શરીર)માં આણીને ધૂણેછે; તેને ભગત કે ધૂણા કહેછે. ચોધરાથી લઇને વીટોળિયા સુધીની જાતિના દેવોનો કંઇ પાર નથી. જે વખતે જે બાબતનું સંકટ પડ્યું તે વખતે તેજ દેવના નામનો પથરો ગોઠવી ઉપર સિંદૂરના ટીલા (લીટા) કરી દારૂ તાડી-

ની છાક પાડી કે દેવ થયો. જેમકે સીમમાં માલ પાકી તૈયાર થયો હોય અથવા ખળીમાં નાખેલો હોય, તે વખતે "હીમારિયો દેવ" (સીમનું રક્ષણ કરનાર) પૂજેછે. ઘાસ ઉગતી વખતે "નાદરવો દેવ" પૂજેછે. ખેતરનું રક્ષણ કરવા "ખેતરપાળ" દેવ પૂજેછે. શીતળાના મરજ વખતે "કાકો બળિયો દેવ" પૂજેછે. કોલેરા વખત થયા કોઇ વખત મહામારી (મરકી) ચાલે ત્યારે ભવાની માતાને પૂજેછે. એ બધા દેવ કરતાં શ્રેષ્ઠ દેવ "આહિંદો દેવ" છે. માંડવી તાલુકાના પીપળવાડા ગામમાં "આહિંદો" નામે એક ડુંગર છે તેમાં એક ગુફા પડેલીછે. તે બહુ ઊંડી ને અંધકાર વાળી છે. તેમાં એ દેવ રહેછે. એ દેવનો કંઈ આકાર કરેલો નથી. તેની બાધા બહુજ કઠણ વખતે રાખેછે. એજ પ્રમાણે ઢોડિયા, નાયકા, કૂંકણાનો "ગુસમાઇ" દેવછે. ઊનાઇથી એક ગાઉ ઉપર પદમડુંગરી નામની ડુંગરી છે તેમાં એક ગુફા છે તેમાં માણસના આકારની પ્રતિમા છે. ચીટોળિયાની "ગોવાળ દેવી" માંડવીની પાસે કણઆમાં છે, તેનાપર બહુ આકીન છે. એઓની દેવ પૂજવાની રીત એવી છે કે ઢોલકું, તૂર, ડોવરાં, માદલ, વગેરે વગાડતા જઈ તે દેવના ઉપર દારૂ છાંટે છે, તથા મરઘાં વાઢેછે; ને પછી દારૂ પી સૌ પોતપોતાને ઘેર આવેછે.

**તહેવાર.** મુખ્ય તહેવાર બિમાસો (દિવાસો) છે. એ દિવસે દૂબળા ઢીંગલા ઢીંગલી પરણાવી ગમત કરેછે. ચોધરા, ગામતા લીપણાં (લીપવું) કરેછે, ને બીજે દિવસે સારૂં સારૂં ખાય પીએ છે. કાથુડિયા ને ચીટોળિયા તો બિચારા જાણતા નથી કે તહેવાર તે શું? માત્ર એટલીજ સમજછે કે "દીહ ઊગ્યો ને દીહ બૂડ્યો." બાકીના લોકો દિવાસો પાળેછે, એટલે ખાઈ પી રમત ગમતમાં કાળ કાઢેછે. જે દિવસે "હીમારિયો દેવ" પૂજેછે તે દિવસે "દીહ પાળેછે," એટલે આખું ગામ કામે કાજે જતું નથી. એ દહાડાને પણ તહેવારમાં ગણેછે. એ સિવાય દશરો, દીવાળી, હરાધિયાં (શ્રાદ્ધ પક્ષના પાંચ દિવસ), વગેરે તહેવાર પાળેછે. નોરતાંમાં દૂબળા માતાની ઘેર બાંધી

ધેરિયા થઇ નાચેછે.

**ખોરાક.** તમામ પહાડી જાતનો હમેશનો ખોરાક કોદરા, નાગલી, બંટી, બાજરી, જુવાર (જાર), ડાંગર (ભાત) છે; અ-થવા તેઓ એનું ભડકું કરી ખાય છે. ઢોડિયા, નાયકા પેજું કે પેજવું (કોદરા, જુવાર, ચોખા, વગેરેને જાડાભરડીને છાસ અગર આમ-લીના પાણીમાં ઊકાળી મીઠું નાખે છે તે) કરી ખાયછે. કૂકણાં ઘાટું (આધું પેજું) ખાય છે. તમામ પહાડી જાત માંસહારી છે. માછલાં, મરઘાં, બોકડાં એ તમામ જાતમાં સામાન્ય છે. ગામતા, વસાવા, ચીટાળિયા, કૂકણા, એ ઉપરાંત પાડા, ભેંસ, બળદ વાપરે છે. દૂબળા હરણાં, ભૂંડ, ચંદનઘો, વગેરે ખાયછે. ચંદનઘોના એટલા બધા શિકારી છે કે તેને દીઠી છોડતા નથી. કાથુડિયા તો પૂરે પૂરા માંસહારી છે. માણસ સિવાયના હરકોઇ પ્રાણીને મારી ખાયછે. ઝેરી સાપને પણ છોડે નહિ. પાનબોકડ (વાંદરાં) મળ્યાં તો જાણે પરમેશ્વર મળ્યા, ખુશીનો કાંઇ પાર નહિ, દીઠો કે મારીને ખાધો. દારૂ તાડી તમામ જાત પીએછે. ચોધરા ગામતા ભૂખમરાના વખતમાં "લોધ" પાડે છે. એ પહાડી જાતને આ દિવસે પેટપૂરતું ખાવાનું મળ્યું એમ ક-હેવાયજ નહિ, કેમકે હમેશાંજ ભૂખ્યા. ખરૂં રળીને ખોટું ખાવું, તે આ પહાડી લોકોને છે. ખાવા પીવામાં એટલા બધા સંતોષી છે કે વખતે અનાજ ન મળે તો જંગલમાંથી કંદ મૂળ કાઢી લાવી તેને બાફીને ખાઇ તેના ઉપર ગુજારો કરે છે. અતિ ભૂખમરાના વખતમાં કોઇ વનસ્પતિનો રસ કાઢી લાવી પીને સૂઈ જાયછે, તે ચાર પાંચ દિવસે ઊઠે છે; એટલે ભૂખનું દુઃખ વેઠવું પડતું નથી.

**સદ્ગુણ દુર્ગુણ.** દૂબળા ભલા ભોળા (અજ્ઞાન), સાચા, પ્ર-માણિક, નિમકહલાલ છે. ચોધરા ગામતા સાચા, વિશ્વાસુ, પરો-ણાની આગતાસ્વાગતામાં તત્પર, મિલનસાર છે. ઢોડિયા, નાયકા ઉદ્યમી, બુદ્ધિમાન, ચોખા, વસાવા ચાલાક, ચકોર, બુદ્ધિમાન, પણ ચોરી કરે છે ને જૂઠું બોલે છે. કૂકણા ઉદ્યમી પણ મલિન છે. ચી-ટાળિયામાં પ્રમાણિકપણું, કરજ વગરના રહેવું, એ સદ્ગુણોછે, પણ

આળસ છે. કાથુડિયા ફક્ત ઇમાનદાર છે. બાકીના બધાજ દુર્ગુણ છે.

**સામાન્ય દુર્ગુણ.** દારૂ તાડી પીએ છે. ઝાડે જાય, ત્યારે હાથ પાણી લેતા નથી, પણ પાંદડાં કે માટીના ઢેફાંથી સાફ કરે છે. મલિનપણું બધી જાતમાં છે. નહાતા નથી. દૂબળા રોજ ઇયા ચાર પાંચ દહાડે નહાય છે. ઢોડિયા, ચોધરા, નાયકા, ગામતા, કૂંકણા, વસાવા કંઇ કારણસર નહાય છે. વીટોળિયા, કાથુડિયા, બોંડા ચોધરા નહાવાનું કંઇ યાદ આવે તો નહાય, નહિ તો પરમેશ્વર નવાડે તોયે ન નહાય. વરસાદમાં પણ ડીલ ન ધુએ. માથું મુંડાવતા નથી. દૂબળા, નાયકા, ઢોડિયા, ગામતા, ચોધરા, વસાવા એ ત્રણ માસે મુંડાવે છે. બાકીના તો માથા ઉપરના વાળ કોહી જાય, ને માંકડ જૂ પડી મોંપર ને શરીરપર ફર્યા કરે, તોપણ તેને કાઢે નહિ.

**દુરાગ્રહી ટેવ.** ચોધરા, વસાવા, વગેરે બગલના વાળ લેવડાવતા નથી. જો કોઇ બગલનો વાળ ખેંચી લે તો તુરત મારે છે કે લઢે છે. વસાવા બાઇડીના લૂગડાંમાંથી એક લંગોટી જેટલો ભાગ ચોરી લઇ પોતાના કંદોરા સાથે હમેશાં બાંધીરાખે છે. ઢોડિયા, નાયકામાં મરદ બાઇડીના લૂગડાનો એક કડકો પોતાની લંગોટી સાથે જોડી રાખે છે, તેમ બાઇડી મરદના ફેંટાનો કડકો પોતાના પહેરવાના લૂગડાં સાથે જોડી રાખે છે. કાથુડિયા લંગોટી કાઢતાજ નથી. પહેરવાને પોતિયું મળો કે ન મળો, પણ સામાન્ય ખોડ એવી છે કે "ઊંહૂંનું ઓસડ નહિ." એકવાર કોઇ વાતમાં ઊંહું (ના) કર્યું તે ફરી હા થાયજ નહિ.

**વેપાર રોજગાર.** દૂબળા, કણબી આદિને ત્યાં ચાકર રહી પોતાનો ગુજારો કરે છે. ચોધરા ગામતા કેવળ ખેતી ઉપરજ ગુજારો કરે છે. ચોધરા ને ગામતા સાવરણી, સાદડી બનાવી વેચે છે. ઢોડિયા, નાયકા, કૂંકણા થોડી ખેતી અને બીજી નોકરી તથા પરચુરણ મજૂરી કરે છે. ઢોડિયણ કે નાયકણ શ્રીમંત કે મોટા અમલદારને ત્યાં વાસીદા પાણીનો તથા વાસણ માજવાનો ધંધો કરે છે. બોંડા ચોધરા ભીખ માગી ખાય છે. વીટોળિયા વાંસનાં સૂપડાં,

ટોપલા, પાલાં, પડદા, કંડિયા, તરાટિયાં, વગેરે બનાવી વેચે છે. વસાવા ચોરીનો ધંધો કરે છે; પણ હાલ ચોરી કરવાની છોડવા માંડી છે ને ખેતી કરે છે. કાથુડિયા કાથો પાડવાનો ધંધો કરેછે.

એઓના એકે ધંધામાં સાર નથી; કારણ છેકજ અજ્ઞાન છે; એટલે જે કામ કરે તેમાં પરમેશ્વર આપે તો ખરો, પણ અક્કલ નહિ તેથી ઠગાય છે. આ લોકો એટલી સહેલાઇથી ઠગાઇ જાય છે કે જે જે ઉજાળિયાતની વસ્તી એના સંબંધમાં આવેલી છે તે લોકોને જો બીજો માણસ સહેજમાં દેખીતી રીતે છેતરતો હોય, ત્યારે એમ કહે કે "ચોધરા બાબા (આગતા)" દીઠા કે શું? ફકત ૨૦ સુધી ગણતાં આવડે. પાંચ વીશના સો એમ હિસાબ રાખે. તેમાં વેપારી પાંચ વીશને બદલે સાત વીશ લઇ લે. તોલમાં બા મણના પાકા હારાનું ભાન, તેમાં પણ અચ્છેર, પાશેર, નવટાંક, અધોળ સમજતા નથી. એનું ઓળામાં આઠું માપ ડાંગવું જે ૬—૭ શેર અનાજ માય એવી ટોપલી હોય છે, તે વડે પાંચ શેરને હિસાબે માપ ભરી આપે છે. વેપારી લોક એક ટોપલીમાં પાંચ શેર અનાજ માય છે એમ ગણે છે. હિસાબી કામમાં તો કાંઇજ જાણતા નથી. શાહુકારને ત્યાં ખાતું નાખું. તેમાં દાણા આપવા, અને રૂપિયા અનાજ વગેરે ખપ માટે જોઇએ તે લઇ આવવું. તેમાં એવો ઠરાવ કરી મૂકેલો કે 'બી બમણું ને ખાવટી દોઢી.' બી માટે જેટલું અનાજ લઇ જાય તેનું ફસલે બમણું આપવું, ને ખાવા માટે લઇ જાય તો દોઢું આપવું. રૂપિયાનો ઠરાવ એવો કરી મૂકેલો કે ફસલે રૂપિયા લેવા, ને તેના સવાયા, દોઢા, કે બમણા આપવા. અજબ જેવું છે કે એ લોકોને ખાવા પીવાનું કે રોકડનું કામ ઉનાળા ચોમાસામાં પડે છે, ને શાહુકારને ત્યાંથી ઉઘરાણી કરે છે, અને શીયાળામાં તેનો હિસાબ કરે છે; એટલે એક રકમ ઘણામાં ઘણી આઠ માસ રહેછે, તેનું દોઢું, બમણું બ્યાજ ગણી લે છે. ફસલમાં પાછા રૂપિયા આપવાના નહિ મળે, ત્યારે રૂપિયાના બદલામાં પાકેલો માલ આપે. તેમાં પાછી શાહુકારની ભાવમાં કડ (વધારો), તોલમાં કાવતરૂં, ને એકંદર હિસાબ મેળવો

તેમાં ભૂલ થાય. એ સિવાય વ્યાજ વટાવ તો જુદાં. આ પ્રમાણે પાકેલું બધું અનાજ શાહુકાર લે પણ મૂળ દેવું તો કાયમનું કાયમ. મેહેનત કરી કરીને બિચારાં મરે ને આખર ખાવા પીવાની તાણની તાણ. કદાચ તેમાંથી થોડું ઘણું સંતાડી કે બચાવી રાખે, તો વળી સરકારી નોકરોનો માંહે ભાગ પડે. વળી તેથી કંઇ બચ્યું હોય, તો આસપાસના ભૂખે મરતા એના જાતભાઈ કે બીજા પહાડી લૂટી જાય છે; એટલે બિચારા જેવાને તેવાજ રહેછે.

**રેહેઠાણ.** દૂબળા કણબી આદિ ઉજળિયાતની સાથેજ એ પડાળિયાં છજેરી છાપરાં બાંધી રહે છે. ચોધરા, ઢોડિયા, નાયકા, કૂંકણા, ગામતા જંગલ કે ડુંગરની સપાટ તળેટીમાં ગુણુવાળાં છજેરી છાપરાં બાંધી રહે છે. વસાવા જંગલમાં અથવા સપાટ જગાનમાં છજેરી છાપરાં બાંધી ઊંચે મોભે બારણું મૂકે છે. કોટવાળિયા ને કાથુડિયા તો બિચારા પૂરા તપસ્વી. એની છાપરી તો જાણે કાગમાળો, મોટી એનડી કે સુતાં લાંબો પગ કરીને સુવાય નહિ. પલાંઠી વાળી બેસીએ તો માથે મોભ નડે. વિધાતા!!! તારી અઘટ ઘટનાને ધન્ય છે. એ તે તેં માણસ કીધાં કે શીંગ પૂંછ વગરનાં પશુ.

આ પહાડી લોકો ઘણું કરીને બે જથામાં વહેંચાયલા છે. (૧) માંડવીની આસપાસ દૂબળા, ચોધરા, ગામતા, વસાવા, વીટોળિયા, કાથુડિયા. (૨) વાંસદા ધરમપુરની આસપાસ ઢોડિયા, નાયકા, કૂંકણા. એઓ પોતપોતાના જથા બાંધી રહે છે, પરંતુ છાપરાં એક બીજાથી ૧૦૦–૧૫૦ કદમ દૂર બાંધે છે. એકજ ગામમાં બે કે અધિક જાત રહેતી હોય, તો પોતપોતાના જથા જુદા બાંધે છે; જેમકે ચોધરા, દૂબળા, ગામતા હોય, તો ચોધરાનું ફળિયું જુદું, દૂબળાનું જુદું, વગેરે.

**ધર્મ.** બધી જાત ધર્મશૂન્ય છે; પણ બધા પોતાને હિંદુ કહેવડાવે છે. તેમાં દૂબળા, ચોધરા, ઢોડિયા, ગામતા, નાયકા, કૂંકણા મુસલમાનનું ખાતા નથી. બીજા ખાય છે, તેમ છતાં મુસલ-

માન થવાને કહ્યું હોય તો બહુજ નારાજ થાય છે.

**ખાવું પીવું તથા કન્યાવ્યવહાર** પોતપોતાની જાતિમાં-જ. ઉપરાંત પૃષ્ઠ ૭૩ માં બતાવ્યા મૂજબ પૂર્વ પૂર્વ જાતિનું ઉત્તર ઉત્તર જાતિ ખાય છે. કન્યાવ્યવહાર ફક્ત પોતાનીજ જાતમાં કરેછે.

**વહેમ.** જો એના અજ્ઞાનનો પાર હોય, તો એના વહેમનો પાર હોય. દૂબળાથી નાયકા સુધી તમામ જાતિ વહેમથી ભરેલી છે;—મૂઠ મારવાનો, ડાકણ ભૂતનો, જીવતી ડાકણનો, નજરનો, કરી મૂકવાનો, શુકન અપશુકનનો, ભવિષ્ય જાણવાનો, મંત્ર, તંત્ર, જંત્રનો. આ વહેમ ઘાલનાર તથા કાઢનાર ઘણા કે ભગત છે. એના ઉપર એ જાતનું બહુજ આકીન છે. ખતરૂં મૂકવું, એ ભૂત ડાકણની નિવૃત્તિ અર્થે છે. એ પણ વહેમ છે. જો ઘર બળી જાય અથવા ઘરના માણસ મરી જાય અથવા ઢોર મરી જાય, તો તરત ત્યાંથી ઝાપરૂં ઊઠાવી બીજે ઠેકાણે બાંધે છે. દૂબળા સિવાય ખાવા પીવામાં એક બીજાનું એઠેલું ખાતા નથી, તેમ એક બીજાની સામું બેસીને ખાતા નથી. "એઠેલું નહિ ખાવું," આટલા આગ્રહથી એ લોકોમાં અસાધ્ય અને ચેપી રોગો, જેવા કે કોઢ, ક્ષય, ઝેરી તાવ, રક્તપિત્ત, ટાંકી, વગેરે વંશપરંપરા આવતા નથી. વીટોળિયા ને કાથુડિયામાં ઝાઝા વહેમ નથી. જુઓ આ ઠેકાણે જ્ઞાન કરતાં અજ્ઞાનનું જોર. અજ્ઞાને વહેમ અને વહેમથી થતું દુઃખ એ બન્નેને નિર્મૂળ કીધાં. તત્વવેત્તા બેકનનું આ મહાવાક્ય "જેટલી સમજ તેટલીજ દુઃખની અસર," અનુભવસિદ્ધ થાય છે.

**પહેરવેષ.**

૧ દૂબળા જાતિનો કોળી વગેરેને મળતોછે.

૨ ચોધરા { પુરૂષ. ઘૂટણથી ઉપલા ભાગમાં કેડ સુધી જાંગિયા તથા ખાદીની પોતડી, ધોળી પાઘડી, ટૂંકો અંગરખો, કાનમાં પિત્તળના વીટલા.
સ્ત્રી. પાંચ હાથનું લૂગડું ઘૂટણ ઉપર કાછડો વાળી પહેરેછે, ને બીજો પાંચ હાથનો કડકો માથે ઓઢે છે. પગમાં કલઇનાં કલ્લાં, હાથમાં પીત્તળની }

ઝાલી, તથા ગળામાં **કાળાં કીડિયાં**ની ગાંઠી.

૩ ઢોડિયા { પુરૂષ. લંગોટા વાળી ઉપર ધેપાડું વીંટાળે છે તથા માથે ટોપી ઘાલે છે કે ફેંટા વીંટાળેછે.
સ્ત્રી. ઘૂંટણથી ઉપર કાછડો વાળી લૂગડું પહેરેછે. હાથમાં કોણી સુધી પિત્તળની કડયો તથા પગમાં ઘૂંટણ સુધી પિત્તળના વાળા.

૪ નાયકા { પુરૂષ. ઢોડિયા પ્રમાણે.
સ્ત્રી. ફેર એટલોજ કે હાથે પગે કડયો, વાળા ઢોડિયાણ કરતાં ઓછા પહેરે છે.

૫ વસાવા { પુરૂષ. સરવાલ કે વખતે પોતડી પહેરેછે. માથે લાલ કે ધોળી પાઘડી બાંધેછે.
સ્ત્રી. ઘાઘરો કે ટુંકું લૂગડું કાછડો મારી પહેરેછે તથા ઓઢેછે. પગમાં પિત્તળનાં કલ્લાંની તંગ (એકેક પગમાં બેબે) હોયછે. ગળામાં કાળાં કીડિયાંની ગાંઠી.

૬ ગામતા { મરદ ચોધરાનેમળતો.મરદમાથેલાલ પાઘડી બાંધેછે.
સ્ત્રી. પગમાં પિત્તળનાં કલ્લાં. કાપડાને બદલે ચોળી પહેરે છે. ગળામાં ધોળા પથરાના ૧૦–૧૫ શેરના (વજનમાં) હાર પહેરેછે.

૭ વીટોળિયા { પુરૂષ. નાની પોતડી પહેરેછે, તથા માથે ૫–૭ હાથની પાઘડી અને કાનમાં પિત્તળના વીટલા.
સ્ત્રી. હાથમાં પિત્તળના ચીપયાં. ટુંકું લૂગડું કાછડો વાળી પહેરેછે, તથા એક કકડો ઓઢેછે. કાપડું પહેરતાં નથી.

૮ કાથુડિયા { પુરૂષ લંગોટી મારેછે.
સ્ત્રી લૂગડાંનો કટકો પહેરેછે તથા ઓઢે છે, કાપડું પહેરતી નથી.

૯ કૂંકણા { પુરૂષ ઢોડિયા પ્રમાણે.
સ્ત્રી હાથમાં કડકી. પગ બૂચા રાખેછે.

આ તમામ પહાડી જાત એના પહેરવેષ અને બોલી ઉપરથી ઓળખાઇ આવેછે. એઓની ભાષા જૂદી જૂદી છે. તે ભાષા શીખ્યા પછી એ લોકોને ઓળખવા સેહેલ પડેછે. પહેરવેષ ઉપરથી

ઝટ ઓળખાઈ જાયછે.

**રાચરચીલાં.** માટીનાં ઠોબલાં કે કાંસાના વાડકા, એ બધાગાં સામાન્ય. વધારેમાં, કાથુડિયા પાસે કુહાડી; ધીટોળિયા પાસે છરા, છરી; વસાવા પાસે ગળેહલું, તીર, કામઠું; ગામતા, ચોધરા, ઢોડિયા, નાયકા, વગેરે ખેતી કરનાર પાસે ખેતીનાં સાધન હળ, દાતરડું, દાતરડી, ઓરણી, ધારિયું, કુહાડી, વગેરે. એ સિવાય વાજાં. થાળી, તૂર, ડોવરાં, ઢોલક, માદલ વગેરે, તથા માછલાં પકડવાની જાળ, આછવા, મળી, ફુરપાળી, વગેરે. પાથરવામાં સાદડી કે કામળ.

**સ્થિતિ.** આગળ બતાવવામાં આવ્યું છે કે એ ગરીબ લોકો પર શાહુકારનો અતિશય જુલમ, સરકારી નોકરોની છૂપી કડ, તથા ભૂખે મરતા પહાડીની લૂટ. એ ઉપરાંત એઓના પર સરકારની પણ વધારે સખતાઇ છે; તે એવી કે એ લોકો જંગલમાં રહે છે, તોપણ એને જોઈતાં સાધન, જેવાં કે બરૂ, વાંસ, લાકડાં જેવી નજીવી ચીજોના કર લેવામાં આવે છે, તથા કબજા હક્ક અને આકાર પણ પૂરે પૂરો લેવામાં આવે છે. મુશીબતના સમયમાં પણ સરકાર તરફથી કશી રીતની રહેમિયત નથી. આ પ્રમાણે તલની પેઠે પીલાઈ એઓ બિચારા નિઃસત્વ થઇ મરવાને આળસે જીવે છે. એઓની આબેહૂબ સ્થિતિનો ચિતાર આગળ આપવામાં આવ્યો છે.

**ભાષા.** આ નવે વર્ગની ભાષા જૂદી જૂદી છે. પણ રચના ગૂજરાતીને મળતી છે, માત્ર શબ્દોચ્ચારમાં ફેર છે. ભાષા બહુ રમણિક અને હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઉદાત્ત, અનુદાત્ત વાળી છે, જેનાં વાક્ય આગળ આપવામાં આવ્યાં છે.